"સ્ત્રીબોધ"ની ઈ. સ. ૧૯૨૬ની બીજી ભેટ.

# બાળકોનો મિત્ર.



લેખક:—
દેવશંકર જેઠાલાલ પંડ્યા.

પ્રકાશક:
જીવનલાલ અમરશી મહેતા,
મંત્રી: 'સ્ત્રીબોધ અને બાળક' માસિક,
અમદાવાદ.

મૂલ્ય રૂ. ૦—૮—૦

"સ્ત્રીબોધ"ના "બાળક વિભાગ"ની ઇ. સ. ૧૯૨૬ ની ભેટ.

# બાળકોનો મિત્ર.



લેખક,

દેવશંકર જેઠાલાલ પંડયા,

બરવાળા, તા. ધંધુકા.

પ્રકાશક,

જીવનલાલ અમરશી મહેતા

મંત્રી, "સ્ત્રીબોધ અને બાળક", અમદાવાદ.

[ પ્રથમ આવૃત્તિ ] ઇ. સ. ૧૯૨૬. [ પ્રત ૧૭૦૦

કિંમત ૦-૮-૦

# અનુક્રમણિકા.





મુદ્રણસ્થાનઃ આદિત્યમુદ્રણાલય, રાયખડ રોડ-અમદાવાદ.
મુદ્રકઃ ગજાનન વિશ્વનાથ પાઠક.

# બાળકોને—



પ્રિય બાળ મનોહર ને મોંઠડાં,
　　તમ દર્શનથી દુઃખ દૂર થતાં;
દૂર એકલ એકલ કેમ ભમો ?
　　અમ આંગણુ આવી રમો જ કૂદો.

[ ૨ ]

તમ મુખ પરે હિસતી મૃદુતા,
　　નયનો ચમકાર જ સુણવતાં,
ત્યમ ચંચળ અંગ તણી કૃતિને,
　　નીરખી નીરખી મન ખૂશ બને.

[ ૩ ]

સૂણવો મધુરાં વચનો મોંઠડાં,
　　ગીતડાં ગજવી ખોલવો દિલડાં;
પ્રભુ બાળ રુડાં અમ સંગ વસો,
　　પ્રિય જીવન અંતરઆશ પૂરો.



# બે બોલ.



ઘણા વખતથી બાળોપયોગી એક સરલ પુસ્તક લખવાનો મારો વિચાર હતો. તે આજે થોડે ઘણે અંશે સફળ થયો છે. બાળકોના જીવનમાં બહુજ જરૂરના એવા કેટલાક પ્રસંગો હોય છે; તે તરફ બાળકોનું ખાસ લક્ષ ખેંચવાની જરૂર હોય છે. એવા વિષયો રસિક વાર્તા સંવાદ કે ટૂંકા નિબંધોદ્વારા એમની આગળ રજુ કર્યા હોય તો તે વિષયો બાળકો જરૂર વાંચવાનાં; અને તેથી આપણો અંતરહેતુ પાર પડવાનો. આ ઉદ્દેશ લક્ષમાં રાખી આ પુસ્તકની યોજના ત્રણ વિભાગમાં કરી છે.

આ પુસ્તક વાંચવા શીખનાર બાળકથી માંડી પ્રાથમિક અભ્યાસ પૂરો કરી રહે ત્યાં સુધીનાને એક સરખું ઉપયોગી નીવડે, એ હેતુથી લખ્યું છે. સૌ બાળકો પોત પોતાની શક્તિ મુજબ તેમાથી ગ્રહણ કરશે એવી આશા બંધાય છે.

" માસીની વાત, " " અમીરખાંની તેજણ, " " ભિખારી છોકરો ને ત્રણ દેવ, " " નટવરના હિંમતભર્યા પરોપકાર, " " આતે કેમ ખવાય ? " " ગુરુને પ્રણામ " એટલા વિષયો અગાઉ શ્રીબોધના " બાળક "–વિભાગમાં અને " સત્યને ખાતર " " બાળમિત્ર "મા છપાઇ ગયેલા હોવા છતાં ફરી અહીં મૂકવાનું કારણ એજ છે કે એ વિષયો ઘણાને ગમી ગયા છે; ને બાળકોને પણ પ્રિય થઇ પડે તેવા છે. એટલુંજ નહિ પણ એ પ્રમાણે વર્તવાથી બાળકો પોતાનું ભવિષ્ય ઘડી શકે તેમ છે. " રાજભક્તિ " વાળો સંવાદ મારા એક કાકા છોકરા-

ઓ પાસે ભજવાવતા હતા, એ મને યાદ હોવાથી સુધારીને મેં મૂકયો છે; માટે તેનું માન તેના મૂળ યોજકને છે.

આ પુસ્તક લખાતું હતું તે વખતે જે જે મિત્રોએ કેટલીક ઉપયોગી સૂચનાઓ આપી છે, તે બદલ તેમનો હું અંતઃકરણપૂર્વક આભાર માનુ છું.

સદરહુ પુસ્તક મેં રા. ભાઇશ્રી જીવનલાલ મહેતાને જોવા મોકલ્યું ત્યારે તેમણે તેને વધારી ચાલુ સાલમા બાળકોને ભેટ આપવાની માગણી કરી. મારો વિચાર પણ બાલસેવા કરવાનો હોવાથી મેં **પ્રથમ આવૃત્તિને " સ્ત્રીબોધ " ના " બાળક "ની ભેટ તરીકે આપવાનો** હક તેમને આપ્યો છે; અને તેમણે પુસ્તક છપાવ્યું છે. પુસ્તકમાં પાછળથી ઘણોજ સુધારો વધારો કરી નાખ્યો છે; ને બને તેટલું વિશેષ ઉપયોગી બનાવવા યત્ન કર્યો છે. સુજ્ઞ વાચકો પોતાનો મત દર્શાવવા કૃપા કરશે.

સાહિત્યરસિકો ને બાલપ્રેમીઓના સત્કાર અને અમોલી સૂચનાઓ ઉપર બીજી આવૃત્તિનો આધાર છે.

આ પુસ્તક સુધારવામાં કેટલીક ઉતાવળ થઇ છે; જેથી કોઇ સ્થળે ભુલ રહી ગઇ હોય તો સુધારીને વાંચવા વિનતી કરવામા આવે છે.

હાલ-પરઢોલ-(કે. દ.)
તા. ૧૭-૧-૨૬

દેવશંકર જે. પંડયા.

# બાળકો માટેનાં પુસ્તકો—

## સદ્બોધ વાર્તાવલિ, ભાગ ૧-૨

લેખક સ્વ. નારાયણ હેમચંદ્ર. દરેક ભાગની કીંમત પાંચ આના. કલ્પિત નહિ પણ સાચા બનાવોની બાળકોને ધડો લેવા જેવી નાની નાની વાતોના સંગ્રહરૂપે આમા નીચે પ્રમાણે વિષયોના પ્રકરણો છે: (૧) જીવનનું પરિવર્તન. (૨) કર્તવ્યપરાયણતા. (૩) દયા. (૪) સત્યનિષ્ઠા. (૫) ન્યાય. (૬) વિશ્વાસ.

## ચાર વર્ષનું બાળક.

(ઈ. સ. ૧૯૨૩ના સ્ત્રીબોધના 'બાળક' વિભાગનું પાકું બાંધેલું પુસ્તક)

ખાસ બાળકો માટેજ લખાયેલા ઉપદેશક લેખો, કવિતાઓ, નાની નાની વાતો, સંવાદો, જીવનચરિત્રો, સિંહાસન બત્રીસીની આઠ વાર્તાઓ, રામાયણની બાર વાતો વગેરે અનેક જાતના લેખોથી ભરપુર લગભગ ૩૦૦ પૃષ્ઠ અને કેટલાંક ચિત્રો સાથે. પાકું પુઠું કી. રૂ. બે.

## પાંચમા વર્ષનું બાળક.

"સ્ત્રીબોધ"ના "બાળક" વિભાગના ઈ. સ. ૧૯૨૪ ની સાલના ખાસ બાળકો માટેજ લખાયેલા નાના નાના લેખો, કાવ્યો, સંવાદો, ચરિત્રો, સિંહાસન બત્રીશીની વાતો, રામાયણની વાતો, બાળકો રસપૂર્વક વાંચે તેવી બોધ લેવા લાયક ટુંકી ટુંકી વાતો વગેરેનો લગભગ ૩૦૦ પાનાંનો સંગ્રહ. પુંઠું પાકું. કીંમત રૂ. દોઢ.

## છઠ્ઠા વર્ષનું બાળક.

સ્ત્રીબોધના "બાળક" વિભાગનું ઈ. સન ૧૯૨૫ ની સાલનું ઉપર પ્રમાણેનુંજ પાકું બાંધેલું પુસ્તક. કીંમત રૂ. દોઢ.

# બાળકોનો મિત્ર.

## વાર્તા વિભાગ.

## (૧) માસીની વાત.



( જોડાક્ષર વગરની વાત )

મારે એક માસી હતી. તે મને એક વખત આવી પોતાની આગલી પાછલી કેટલીક વાતો કહેવા લાગી. હું નાની હતી તે વખતે બહુજ આળસુ હતી મને નહાવું ગમતું નહિ. મારી મા પરાણે નહવરાવે તો હું મોટી બૂમો પાડી રડતી. તેથી પાડોશીઓ દોડી આવી મારી દયા ખાઇ મારી માને લડતાં અને મને બચાવી લેતાં! વાળ હોળવા તો દઉં જ શાની? છતાં પણ તે મને પરાણે બે પગમાં દબાવી રાખીને રોવરાવતાં માથું હોળતી. સુંદર સેંથો પાડતી અને વેણી ગુંથી તેમાં રૂપાનું ચકતું ખોસતી; સાથે ચંપાનું ફૂલ પણ ખોસતી. એ વખતે મારૂં રોવું દૂર થઇ જતું. મારી બીજી ગોઠણો ( સાથે રમનારીઓ )ને તે બધું બતાવી હું મનમાં મલકાતી. એ વખતે મારા આનંદનો પાર રહેતો

નહોતો. તેમ છતાંય હું ઘણી વખત માથે નાહવાની ના પાડતી. કેટલીક વખત લાગ જોઈ છટકી જતી, તેથી મારી માને ખોળ કરવા પાછળ આવવું પડતું. હું જો પકડાઇ જતી તો જરૂર મારા ભોગ મળતા (!) મારી માને મારા વિષે એટલી બધી કાળજી હતી, કે તે સંભારીને ઘરનાં બીજાં કામ પડતાં મૂકીને પણ માથે નહવરાવવાનું અને હોળવા-ચોળવાનું ચૂકતી નહિ. તે વખતે હું રોતી, કકળતી, નાસ-ભાગ કરતી; કેમકે મને તે વાતનું ભાન નહોતું. વળી મને એ પણ ખબર નહોતી કે મારી મા મારી આટલી બધી કાળજી કેમ રાખતી હશે ? પરંતુ પાછળથી તેના ગુણોની ખબર પડી.

હું દસ વર્ષની થઇ એટલામાં મારી મા કોગળીયાના રોગથી ગુજરી ગઈ. તે વખતે મારા પિતા ૫૦ વર્ષના હતા. તેઓ મુંબઈના એક શેઠની દુકાને મુનીમ હતા, તે સાથે શેઠના ઘરનો કેટલોક કારભાર પણ તેમને માથે હતો. એટલે તેમને મારી સંભાળ લેવાનો વખત મળતો નહોતો. આ વખતે મારા મોટા ભાઈ વડોદરાની અદાલતમાં નોકરી કરતા હતા. તેમને મારી સંભાળ લેવા માટે મારા પિતાએ મને સોંપી. મારાં ભાભીને એક કીકો (આનંદ) ધાવણો હતો. તે બહુ કજીઆળો હતો. તેને રાખનાર કાયમ એક માણસ હાજર જોઇએજ. નહિ તો ઘરનું તમામ કામકાજ

અટકતું. હું ગઇ એટલે ભાભીને ઠીક થયું. આખો દિવસ કીકાને હું રમાડતી; એટલુંજ નહિ પણ ઘરનું મારાથી થાય તેટલું કામ ભાભીને પૂછી–શિખી–કરતી. છતાં કોઈવાર ઉતાવળને લીધે કે અણઆવડતને લીધે કે ઓછી ખબરને લીધે કામમાં ભૂલ આવે તો ભાભીની ગાળો ખાવી પડતી. આંખમાંથી આંસુ સરી પડતાં, પણ તે વખતે મારૂં સાંભળનાર કોણ? ભાઈ તો ઘેર હોય નહિ; અને ઘેર આવે તે વખતે પણ ભાભીનો વાંક કેમ કહાય?

ભાભી તેમના કીકાને રોજ નહવરાવે, અને સુંવાળા વાળ હોળી તેલ નાખી વધારે ચળકતા બનાવે; પણ મને તો દસબાર દિવસે ય તે બાબત પૂછે નહિ કોઈ વખત પૂછે, તો વાળ ખેંચાવાના કંટાળાથી બીઇને હું ના કહું એટલે થયું. એ કંઈ મા હતી કે મનમાંથી હેત ધરી મારા હિતનો વિચાર કરે? ભાભીને એવી કડાકૂટની નવરાશ પણ શાની હોય?

જો કે ભાભીની બીકથી ઘરનું તો તમામ કામ કરવું પડતું, પણ માથે નહાવાનું આળસ તો દિવસે દિવસે વધતુંજ ગયું. માના વખતમાં અઠવાડીઆમાં બે વખત માથું સાફ થતું તેને બદલે હવે તો મહિનામાં પણ કોઈક વારજ બે વખત સાફ થતું, તેમ પણ ભાભીની ઉતાવળ અને બેકાળજીથી.

પરિણામ એ થયું કે મારા વાળ છ મહિનામાં ચીકણા થઈ એક બીજા સાથે ગંઠાઈ દિવેટો જેવા થઇ ગયા, અને તેમાંથી ગંધ છૂટવા લાગી; એટલુંજ નહિ પણ માથામાં 'જૂ'-ઓ પડી અને તેથી ખૂબ પીડા થવા લાગી. કોઈ બેનપણી (ગોઠણ) ખરાબ ગંધને લીધે પાસે ઉભી રહેવા પણ દે નહિ; તો પછી તેમની સાથે રમતગમતમાં ભાગ લેવાની તો વાતજ શી? પછી તો થોડા દિવસમાં મને માથામાં એટલી પીડા થવા લાગી કે રાત ને દિવસ ઘડી પણ મારો હાથ માથામાંથી ન નીકળે. જેમ જેમ ખંજોળું તેમ તેમ પીડા વધે, અને માથામાં ચાંદાં પડે. આ વખતે મારાં ભાભી સુવાવડમાં હતાં. તેમનાં બા સુવાવડ કરવા આવેલાં. તેમને વખત ન મળતો હોવાથી તેઓ મારી સંભાળ તો લેતાં નહિ, પણ કીકાને ય મારી પાસેથી ઘડી વેગળો કરવા દેતાં નહિ. મને આ વખતે મારી મા યાદ આવી. પીડાથી બહુ કંટાળી એક વખત બપોરને વખતે કીકાને તેડી મારી માયાળુ ગોઠણને ઘેર જઇ દુઃખથી હું તેની પાસે રડી પડી. તેણે દયા લાવી ખારો નાખી મારૂં માથું ધોયું અને ચીકણા થયેલા વાળ છૂટા પાડી દીધા. પછી ધીરે ધીરે વાળ હોળી જૂઓ કાઢવા માંડી. તે ગણાય નહિ તેટલી હતી. માથામાં ચાંદાં પડેલ હતાં, તેમાં ભાવસારના ઘરનો પડવાસ લાવી દબાવી સેંથો પાડી ચોટલો ગુંથી અંબોડો લીધો. હવે પછી આવી ગફ-

ઘાત નહિ કરવા મને શિખામણ આપી. તે દિવસે મને બહુ જ શાંતિ થઇ. તે પછી ફરીથી આવી પીડા ન થાય તે સારૂ અને પેલી ગોઠણની શિખામણ ઉપરથી હું નહાતાં તથા માથું હોળતાં શીખી. શરૂઆતમાં તે કામ મને ન આવડવાથી દર અઠવાડીએ તે ગોઠણ પાસે જવા લાગી, અને બધું શીખી લીધું. પછી હું હંમેશાં સાફસુફ રહેવા લાગી. મારાં પહેરવાનાં કપડાં પણ ધોબી પાસે ન ધોવડાવતાં જાતે ધોવા લાગી, તોપણ તે સફાઇદાર રહી શકતાં. તે વખતે મને એ પણ ખબર પડી કે ધોબીનાં ધોએલાં કપડાં જલદી ફાટી જાય છે, પણ હાથથી ધોએલાં જલદી ફાટતાં નથી. કેમકે આપણે ધોબીની માફક કપડાંને ગરમ પાણીમાં બાફી સુતરના તાંતણા પોચા પાડી દેતાં નથી.

ભાભી પાસે રહેવામાં એ ફાયદો થયો, કે ઘરનું તમામ કામકાજ સહેલાઇથી કરતાં આવડી ગયું, અને ગોઠણ પાસેથી સાફસુફી શીખી.

હું મોટી થઈ અને પરણી. તે વખતે હું મારા ઘરનું તમામ કામકાજ જાતે કરતી. નવરાશના વખતમાં ભરત-ગુંથણનું કામ શીખી તે પણ કરતી અને પૈસા મેળવતી. હજી પણ ઘરનું તમામ કામ હાથે જ કરી લઉં છું. નોકરના ભરૂંસા પર રાખતી નથી. તેથી એક પણ કામ બગડતું નથી.

માટે તને પણ કહું છું કે તું પહેલેથીજ કાળજી

રાખી સઘળું કામ શીખી લેજે. ભણવામાં પણ પૂરતી કાળજી રાખજે; અને બધી રીતે સાફસુફ રહેવાની તો ખાસ ટેવ પાડજે.

પોતાનો નાનપણનો દાખલો આપી મને કંઇ કંઈ નવા પાઠો શીખવી માસી પોતાને ઘેર જવા ચાલી નીકળી.

# (૨) વિચાર વગરની ગમ્મત.

નટુ—રમુભાઈ, હું આને કહી દઉં છું; તમે ઉંબાડીઆં કરવાં રહેવા દ્યો તાપવું હોય તો છાનામાના બેસીને તાપોને ?

રમુ—તેમાં તને શું થાય છે ? હું તો મારે ગમે તેમ કરીશ.

શિઆળાની સખ્ત ઠંડીનો એક દિવસ હતો. વિજય-રાયના કુટુંબનાં ચાર–પાંચ છોકરાં રાત્રે વાળુ કર્યા પછી સગડીએ બેઠાં બેઠાં તાપતાં હતાં. તેમાં રમુ જરા ટીખળી સ્વભાવનો હોવાથી સળગતાં લાકડાનાં છોડીઆં હાથમાં લઈ ચક્કર ચક્કર ફેરવતો; કોઇના સામાં ધરતો કે સાંઠીકડાં સળગાવી લાંબા પહોળા ગોળાકારો કરતો. આ બધી મસ્તીમાં બીજાંને ગમ્મત પડતી; પણ નટુ જરા સમજણો હતો;

તેને નુકસાનની ખબર હતી; અને એણે કેટલાક એવા બનાવો જોયા હતા કે જેથી રમુની અત્યારની ગમ્મત તેને ત્રાસ ઉપજાવતી હતી. એવામાં તો ત્યાં ચીસો પડવા લાગી. "દોડો દોડો, બબલી દાઝી, બબલી દાઝી" એમ થઈ રહ્યું. બધાં છોકરાં બૂમો પાડવા ને રડવા લાગ્યાં. અંદરના ખંડમાંથી વિજયરાય એકદમ દોડી આવ્યા; તેમણે તે છોકરાંને બૂમો પાડતાં બંધ રાખ્યાં. સારો ચપ્પુ કાઢી સાંધે સાંધેથી સળગતું પોલકું તોડી એક કોર નાખી દીધું. ઘાઘરી તો તે પહેલાંજ નાખી દીધી. તે છતાં પોલકું દાઝવા માંડેલું; તેથી કેટલોક ભાગ શરીર સાથે સજ્જડ ચોંટી ગયો હતો; તે એમનો એમ રહેવા દીધો વિજયરાય કહે કે "દાઝેલો ભાગ હવામાં ખુલ્લો થવો ન જોઇએ." પછી તેમણે તે છોડીને ગરમ ધાબળાની અંદર લપેટી લીધી. તે દરમિઆન પાડોશમાંથી માખણ મંગાવી દાઝેલા બધા ભાગપર ચોપડી દીધું. નટુ કહેતો કે "કદાચ માખણ ન મળે અને કળીચુનાનું નીતર્યું પાણી મળે તો તે પણ દાઝેલા ભાગને માટે સારૂં." તે દિવસથી જયાં સુધી બબલીને પુરતી રૂઝ વળી ત્યાં સુધી તે ભાગ પર પાણી ન અડકવા દેવાની ખાસ કાળજી રાખવી પડતી, કારણ કે નહિ તો તે ભાગ પાકે, ને વધારે દુઃખ થાય. રમુની ગમ્મત તેને નહિ તો તેની જોડે બેઠેલી બિચારી બબલીને નુકસાનકારી થઇ પડી. તેણે જો ઉંબાડીઆં ન

કર્યાં હોત, ને દેવતા કે સળગતાં લાકડાં આઘાંપાછાં ન કર્યાં હોત તો બબલીના પોલકામાં સળગતો કોલસો પડત નહિ, ને દાઝવા પામત નહિ. આવા તોફાનનો બદલો રમુને એજ મળ્યો કે પોતાની બેનને આવી રીતે દુઃખી થતી જોઇ. પોતાની ભૂલ માટે રોજ તેની આંખોમાંથી આંસુ વહેતાં થયાં. તે દિવસથી તે તોફાની મટ્યો. નટુએ તેને જે શિખામણ આપી તે તેણે બરાબર સાંભળી.

કોઇપણ વખતે દોડાદોડ કરી બળતાને મદદ ન કરવી. ઓઢેલું કે પહેરેલું નીકળી શકે તો કોઇપણ જાતની શરમ સિવાય સળગતું દૂર કરવું, પણ બેદરકારીથી ગમે ત્યાં ફેંકી ન દેવું; કેમકે વખતે તે સળગતું એવી જગામાં પડે કે બીજે સળગી લાય થાય

ઉપર જણાવેલા તરતમાં કરવાના ઉપાયો કરી લેવા. પણ ડાકટરની સલાહ ને દવા તો જરૂરનાં છે જ.

આ કડી યાદ રાખવા જેવી છેઃ–

"સર્પ, આગ ને જળની રેલ,
તે સાથે નવ કરીએ ખેલ."



# (૩) અમીરખાંની તેજણ.



કલ્યાણપુર નામે ગામના અંદર અમીરખાં નામે સરદાર હતો. તે જાડી બુદ્ધિનો, અવિચારી અને ધારેલ કામ ગમે તે જોખમે કરવું જ એવી ટેક (!) વાળો હતો.

અમીરખાં બાપદાદાની મેળવેલી પુંજીથી પૈસે ટકે સુખી હતો. વળી ગીરાસદાર હતો, એટલુંજ નહિ પણ સરદારની માનવાળી પદવી સરકાર તરફથી તેને મળી હતી.

અમીરખાંને ત્યાં એક પાણીદાર અને બહુ કિંમતી ઘોડી હતી; જેની કિંમત લોકોમાં હજારથી બારસો રૂપીઆની અંકાતી. કેટલાય સોદાગરો અમીરખાંને ત્યાં માગણી કરી ચૂકયા હશે, પણ એ પ્રાણથી ય પ્યારી ઘોડી ' તેજણ 'નો સ્વાર અમીરખાં સિવાય બીજો કોઈ આ દુનિયામાં નથી એમ અમીરખાંને મોંએથી તેમને સાંભળવું પડતું; અને તેથી ઘોડી લઈ જવાનો પોતાનો આગ્રહ છતાં હાથ ઘસી પાછા જવું પડતું.

તે ગામને પાદરે થઇ એક પાકી સડક ( ગાડાં તથા બીજાં વાહનો ચાલે તેવી–રેલવેની નહિ–) મોટાં શહેરો તરફ જતી હતી. તે સડક પર અમીરખાં દરરોજ 'તેજણ'ને બબ્બે ચચ્ચાર માઈલ સુધી ફેરવવા લઈ જતો; ને પાટીએ

નાખતો; રેવાલ ચલાવતો. એમ કરતાં 'તેજણ' કે અમીરખાંને તેનો થાક જણાતો નહોતો. 'તેજણ'ની ચાલવાની ગતિ પવનવેગી હતી, છતાં અમીરખાં એવો પક્કો સ્વાર હતો કે 'તેજણ' જ્યારે ચારે પગે કૂદતી આકાશ સાથે યુદ્ધ ચલાવતી દોડતી હોય ત્યારે અમીરખાં જાણે તેના પર સૂઇજ ગયો હોયની! એમ તેને ચોંટી રહેતો. કેટલાંક ગામડાંની અંદર દરવર્ષે દશેરાને દિવસે ઘોડાં દોડાવવાની હરિફાઇ ચાલે છે (તો કોઇ ઠેકાણે બેસતા વર્ષ 'ગાર'ને દિવસે ઘોડાં, ઊંટ, ગાયોનું ધણ વગેરે પ્રાણીઓની દોડાવવાની હરિફાઇ ચાલે છે) અને તેમાં જેનું ઘોડું આગળ જાય, તે ઘોડું બહુ જ પાણીદાર ગણાય છે. તેનાં તથા તેના સ્વારનાં વખાણ થાય છે. કેટલીક વખત ગરાસીઆઓમાં લગ્નપ્રસંગે ઘોડાંની હરિફાઈ ચાલે છે; અને તેમાં જેનું ઘોડું જીતે તેને પંચ તરફથી અથવા વરપક્ષ તરફથી ઈનામ આપવામાં આવે છે.

'તેજણ'ની સાથે હરિફાઇમાં ઉતરે એવું તો એકેય ઘોડું કલ્યાણપુર ફરતી દસકોસીમાં નહોતું. એટલે દરેક શરતમાં 'તેજણ'નો પ્રથમજ નંબર આવતો; તેથી અમીરખાંની છાતી ગજગજ ઉછળતી. એ ઉછળતા હૃદયે મૂછ પર તાવ દઈ કહેતો કે આવી જાઓ મેદાનમાં જેને મારી ઘોડીનું પાણી જોવું હોય તે. કોના ભાર કે સામે ટક્કર ઝીલે? કેટલીક વખત રાજ્યના સ્વારો પોતાના તગ-

તગતા ઘોડાઓ લઈ કલ્યાણપુર આવતા અને શરત મંડાતી. અમીરખાંની તેજણને હંફાવી પોતાનો ઘોડો આગળ કાઢી અમીરખાં પાસેથી ઇનામ જીતી જવાના અભિમાનવાળા એ સ્વારો શરતમાં ઉતરતાં પોતેજ પાછળ રહી જતા અને ઈનામ લેવાને બદલે દઇને જતા. પછીથી ફરીને એ વાતજ ન ઉચ્ચારતા. આવાં ઈનામો લેવાં એ તો અમીરખાંને મન સહેલી વાત થઈ પડી હતી.

તે કેટલીક વખત ગર્વમાં એમ પણ બોલી નાખતો કે મારી તેજણ આગળ **મોટર** પણ શા હિસાબમાં ?!

એક વખત કાંઈ કામ પ્રસંગે અમીરખાં તેજણ પર સ્વાર બની શહેર તરફ પ્રયાણ કરી રહ્યો હતો. થોડીવાર પછી પાછળ ધમધમાટ સંભળાયો. તેણે પાછું વાળી જોયું તો મોટર દોડતી આવતી જોઇ. અમીરખાંએ તેજણને એડીનો એક ઝપાટો લગાવ્યો. તેજણે ઉડવા માંડયું.

મોટરના માલિકને કાને અમીરખાંની ડંફાસના શબ્દો પહોંચ્યા હતા. એટલે તે તો લાગ જોઈજ રહ્યો હતો કે કયારે વખત આવે ને આ મીયાંનું પાણી ઉતારીએ ? આ અચાનક મળેલો લાભ તે કેમ ગુમાવે ? મોટર ડ્રાઈવરે જેટલો પાવર હતો તેટલો છૂટો મૂકી દીધો. વેગ ખૂબ વધ્યો, છતાં અમીરખાંની એડીએ વધારેલો વેગ પણ ઓછો નહોતો. એક બે ને ત્રણ માઇલ સુધી તો મોટર આગળ થઈ ન શકી. છતાં બેમાંથી એકકેય પાછા પડે તેવા નહોતા. ત્યાં તો એક કૌતુક થયું.

'તેજણ' ભોંયપર ઢળી પડી. ડોળા બહાર નીકળી પડયા. મોઢું પહોળું, જીભ બહાર અને ફીણનો ઢગલો. મોટર પસાર! થોડીવારમાં 'તેજણ' આ દુનિયાપર હતી નહોતી થઇ ગઇ. સરદાર શોકમાં ગાંડા જેવો થઇ ગયો. ડૂસકાં ભરી ભરી રડવા લાગ્યો, અને આંસુ પાડવા લાગ્યો. પણ ત્યાં તેનાં આંસુ લૂછનાર કોઇ હતું નહિ. અંતે થાક્યો ત્યારે વીલે મોંએ પોતાને ગામ આવ્યો. પાડોશના ગામના એક ઓળખીતા ગાડાવાળાનો સાથ થઇ જવાથી 'તેજણ'ના શબને લેતો આવ્યો. પોતાની પ્રાણસમાન વ્હાલી 'તેજણ'ને (તેના શબને) ભોંયમાં ઉંડી દાટી ગીધ અને બીજાં રાની પશુઓના મુખથી ચુંથાતી બચાવી

દાટેલી જગાએ રોજ અમીરખાં જાય છે, ને પોતાના અવિચારી કામ બદલ પસ્તાવાનાં આંસુ, પોતાનું હૃદય ઠાલવી ઠાલવીને પાડે છે.

**"પ્રાણી માત્રનું ગમે તેટલું બળ કે શક્તિ તથા ગતિ યાંત્રિક બળ કે ગતિ આગળ નકામું છે"** એ સૂત્ર ગર્વના ઘેનમાં અમીરખાંથી દૂર રહેલું. તે હવે તેને સમજાયું. જ્યાં જ્યાં તે જાય છે ત્યાં ત્યાં આ વાત કરે છે, ને વાતમાં પોતાના પસ્તાવા રૂપે એ સૂત્ર તે આગળ ધરે છે; 'તેજણ'નું નામ સાંભળતાં ચમકી જઇ દિવાનો બની જાય છે.

અવિચાર અને ગર્વનું એ પરિણામ.



# (૪) ભિખારીનો રાજા.



રત્નપુરના રાજા ભાવસિંહજીને બે પુત્રો હતા. બંનેનો જન્મ એકજ વખતે થયો હતો. એટલે ભાગ્યેજ બીજા લોકો નાનાં મોટાનો ભેદ ઓળખી શકતા. એકનુ નામ અમરસિંહ ને બીજાનું નામ પ્રતાપસિંહ.

રાજાએ, મોટા થતાં બંનેને ક્ષત્રિયને યોગ્ય ભણતર ભણાવ્યું. પ્રજાપ્રત્યે કેવું વર્તન રાખવું, પ્રજા તથા દેશનું રક્ષણ શી રીતે કરવું? તથા રાજાના તે સિવાય બીજા કયા કયા ધર્મો છે; તેનું તથા લઢાઈની કળાનું જ્ઞાન સારા રાજગુરુને પાસે રાખી અપાવ્યું.

ભણતર બંનેનું સરખું ચાલતું હતું; છતાં તે શીખવાની શક્તિ બંનેમાં સરખી નહોતી, અમર તો જરા ઉતાવળીયો ને મોજશોખ ભોગવનારો હતો એટલે એને ગુરુના ભણાવવામાં કંઇ રસ પડતો નહિ. છતાંય " હું નહિ ભણું તો મને રાજ્યનો ભાગ નહિ મળે " એ ચિંતાથીજ ભણવાનો ડોળ રાખતો ને થોડી મહેનત પણ કરતો.

ભાવસિંહજી વૃદ્ધ થયા ને બંને કુંવરો ૨૦-૨૦ વર્ષની વયે પહોંચ્યા. અભ્યાસ પણ પૂરો થયો, પિતાએ પુત્રોની પરીક્ષા કરવા ધાર્યું. એક તરફ ભિખારીનાં કપડાં,

લાકડી, તુંબડી વગેરે ને બીજી બાજુ રાજમુગટ, સુંદર ઝરીયાની કપડાં, અને ઘરેણાં તથા જવાહીરનો ઢગ કરાવ્યો.

પિતાએ પૂછયુંઃ—" બોલો આ મુગટ પહેરી, રાજ્યની દોલતના ધણી થવું છે કે ભિખારીનાં કપડાં પહેરી રાજ્ય મેળવવું છે ?

પ્રતાપ તો વિચાર જ કરે છે; ત્યાં અમરને ઉતાવળ થઈ ગઇ. તે બોલ્યો કે, " ભિખારી શા માટે થઇએ ? ભિખારીને તે વળી રાજ્ય કેવું ? બસ, મારે તો મુગટ જ જોઈએ. બાપુ, તમે આવું શું બોલો છો ? અમને બેઈને રાજ્ય વહેંચી આપોને, એટલે કાંઇ તકરાર જ નહિ."

પ્રતાપ કહે, "ભાઈ, ! એ બધુંય રાજ્ય તારૂં. હું તો ભિખારી થઇશ, અને ભિખારીનો રાજા બનીશ."

રાજાને પ્રતાપની શક્તિમાં વિશ્વાસ હતો; અમરમાં નહોતો. એટલે બંનેને પોતપોતાની ઇચ્છા મુજબ કરવા દીધું.

એક બાજુ અમરનો રાજ્યાભિષેક ને બીજી બાજુ પ્રતાપનો ભિખારી વેશે રાજત્યાગ. બંને ક્રિયા સાથેજ થઇ.

અમર તો રાજા બન્યો; વગર મહેનતે રાજા બની ગયો; તો હમણાં આપણે એને રાજ ભોગવવા દઇ પ્રતાપની સ્થિતિ તપાસવા તેની પાછળ પાછળ જઇએ.

પ્રતાપને માથે એક ફાટીને દોરડી દોરડી થઈ ગયેલ ફાળીયાનો વીંટેલ કકડો, ડીલ પર જરા જરા દેખાતી

બાંયોનું કેડીયું ( ફાટવાથી વચ્ચે જુદા જુદા આકારનાં કાણાં ને વાંકીચુંકી ને દોરડી માફક લટકતી કોરવાળું ) ને તેવોજ માટી ખૂંદતા કુંભાર જેવો ઢીંચણ ઉપરવટનો ચોરણો. આ પહેરવેશથી તે આબાદ કુંભાર જેવો લાગતો હતો.

તેણે નિશ્ચય કરી લીધો કે "બસ, હું આપકર્મી ક્યારે કહેવાઉં કે જ્યારે બધુંય મારી મેળેજ કમાઇ શકું. મને વખતપર લુખો સુકો રોટલાનો કકડો મળશે, છતાંય તે મારી ખરી મહેનતનો હોવાથી મને અમૃતસમાન સ્વાદ આપનારો થઇ પડશે."

"લોકોનાં દુઃખ જાણ્યા સિવાય, એનો પ્રત્યક્ષ અનુભવ લીધા સિવાય શી ખબર પડે કે તેમનાં દુઃખોનો અંત શી રીતે આણવો? તેમની સાથે કેવા પ્રકારનું વર્તન રાખવાથી રાજા તથા પ્રજાનું હિત સચવાય ને રાજ્યનો બંદોબસ્ત કેવી રીતે જાળવી શકાય? આ બધી બાબત દુનિયામાં જુદે જુદે સ્થળે ફર્યા સિવાય જાણી શકાય તેમ નથી જ. મારા પિતાએ યોગ્યજ કર્યું છે. તેઓને પૂર્ણ ખાતરી થઇ ગઈ છે કે હું ગમે તે સ્થિતિમાં હોઇશ, છતાં પણ નિરૂદ્યમી નહિ જ હોઉં, અને તેથી ગુજરાનને માટે કાંઇ પણ ચિંતા રાખવા જેવું નથી. પરમેશ્વર દુઃખના પ્રસંગો મૂકી મનુષ્યને વધારે હિંમતવાન બનાવે છે, એ વાત ખરી; પણ અંદરખાનેથી તો તેની દયાળુતાનો પાર નથી. 'કીડીને

કણ ને હાથીને હારો ' આપ્યેજ જાય છે. હાથપગ હલાવનારને–કોઈ પણ પ્રકારનો ઉદ્યમ કરનારને–જરૂરની વસ્તુઓ ગમે તે રીતે મળી રહે છે, તો પછી મને શી ખોટ પડવાની છે ? "

" રાજાઓ આ વાતનો વિચાર કરતા હોય તો કેવું સારૂં ? "

આ પ્રમાણે બોલતો બોલતો આપણો પ્રતાપ પિતાનું રાજ્ય છોડી પરહદમાં ચાલવા માંડે છે. તેને વિચાર થાય છે કે " પ્રથમ મારે કયા ધંધાવાળાને ત્યાં રહેવું ? "

તરતજ અંતઃકરણે જવાબ દઈ દીધો; ને તે બહુજ ખૂશ બની ગયોઃ " કુંભારને ત્યાં રહેવું. " રસ્તામાં એક તલાવડી આવી તેમાંનો કાદવ શરીરના જુદા જુદા ભાગોમાં તથા લુગડા સાથે લગાડયો, કે જેથી પોતાના ખરા સ્વરૂપ વિષે કોઇને પણ શંકા જાય નહિ. એક દિવસનો ભૂખનો કડાકો થયો; પણ ભૂખના દુઃખને તુચ્છ ગણી અનેક પ્રકારના તરંગો રચતો પરહદનું ચિંતન કરતો તે ચાલ્યોજ જાય છે; એટલામાં એક અજાણ્યો મુસાફર રસ્તે ભેગો થયો. તેણે આ જુવાનનું ઠામ ઠેકાણું પૂછયું. તેણે યોગ્ય લાગ્યા તેવા ( પોતાની જાત છુપી રહે તેવા ) જવાબો દીધા.

પેલા મુસાફરે પૂછયુંઃ " ત્યારે જુવાન ! તારે ઘરબાર મૂકી બહાર શા માટે નીકળવું પડયું ? "

જુવાન—" પેટને માટે. ઘર આંગણે ધંધો ન ચાલે તો શું બાપના કૂવામાં બૂડી મરીએ?"

પેલો મુસાફર—" મારે એક માણસની જરૂર છે. હું પણ તારી જાતનો છું. પરમેશ્વરની મહેરબાનીથી મારો ધંધો સારો ચાલે છે, ને મારે માણસની તાણ છે; તો બોલ તારે મારે ત્યાં રહેવું છે? જે મને પ્રભુ અપાવશે તે આપીશ. બાકી કામ કાંઈ બહુ ભારે પડે તેવું નથી."

જુવાન—" ભાઇ સા'બ, હું કામ કરવા તો નીકળ્યો છું. બેઠાં બેઠાં તો હાડકાં ય હરામ થઈ જાય. વળી મને તો ધંધો કરી નામના મેળવવાનીજ ઇચ્છા છે. મારાથી જેટલું બનશે તેટલું કામ કરવામાં જરા ય પાછી પાની નાહે કરૂં. હું તો એજ વિચાર કરતો હતો કે કોઇ ભલાં માણસ મળે તો સારૂં. પ્રભુકૃપાથી તમારો સ્વભાવ મને ગમી ગયો છે."

રાજકુમાર પ્રતાપને તો ભાવતું હતું ને વૈદે કહ્યું; એટલે એણે તો વગર આનાકાનીએ કબુલજ કર્યું.

પેલા મુસાફર કુંભારે આ કુંભારના વેશમાં ફરતા રાજકુંવરને પોતાને ત્યાં રાખી લેવાનો નિશ્ચય કરી લીધો બંને સાથે ચાલવા માંડયા. થોડે દૂર ગયા ત્યાં એક કૂવો આવ્યો; તેમાંથી પાણી ખેંચી બાજુના વડના ઝાડને છાંયે બેસી ભાતું ખાવા માંડયું. જુવાન પાસે તો કાંઈ ન હોતું;

પણ પેલા કુંભાર પાસે ભાતું પુષ્કળ હતું; તેણે પોતાના નવા નોકરને પણ આગ્રહપૂર્વક અવડાવ્યું. બંને શાંતિ મેળવી પોતાના ઘર તરફ ચાલવા લાગ્યા. સાંજે ઘર આવ્યું.

ઘરનાં છોકરાં તથા પાડોશીઓ નવા મહેમાનને જોઇ તેને ફરતાં વીંટળાઇ ગયાં, અને જાતજાતના સૌ સૌની બુદ્ધિ પ્રમાણે સવાલો પૂછવા લાગ્યાં. કેટલીક ઘરડી બાયડીઓએ મહેમાનનાં મીઠડાં લીધાં. પેલા કુંભારે આ છોકરાના સ્વભાવનાં ભેગાં થએલાં બધાંને વખાણ કરી બતાવ્યાં, છોકરાની ગરીબાઇ તથા તેના ઉપર પોતે કરેલા ઉપકારની વાત પણ કહી બતાવી.

હવેથી આપણે આ કુંભારના વેશમાં ફરતા જુવાન રાજકુમારને તેણે ધારણ કરેલા નવા નામથી જ ઓળખવાનો છે. એનું નામ રામો.

રામો જે કુંભારને ત્યાં રહ્યો છે એ કુંભારનું ગામ રામપુરના દરબારના તાબાનું ગામ છે.

આ ગામ મોટું હોવાથી દરબારી ઉતારો તથા વહીવટદારો મુખી વગેરેનો ગામમાં કાયમનો મુકામ હોય છે.

અહિં એક એવો રિવાજ હતો કે જેટલા દરબારી નોકરો હોય એ બધાયનાં પાણીઆરાં ગામના કુંભારોને કાયમ ભરવાનાં. કોઇપણ કારણથી કુંભારથી ના કહી શકાય જ નહિ. વળી વહેલું મોડું પણ કરાય નહિ. એમ કરે તો એ

રાજા થઇ બેઠેલા અને મફતનો માલ ખાનાર ઉપરીસાહેબો કુંભારને ખાનગીમાં બોલાવી માર મારે તથા તેમને ધંધો બંધ કરવાની ને ઉચાળા ભરી બીજી હદમાં ચાલ્યા જવાની ધમકી આપે. જો કે રામપુરના દરબારનો આવો સખત કાયદો નહોતો, પણ બિચારા ગામના કુંભારોની ફરિઆદ દરબારને કાને કોણ પહોંચાડે ? અને દરબારને સમજાવવામાં જ બધી બુદ્ધિનો ઉપયોગ કરનાર વહીવટદારો–કારકુનો વગેરે પોતાનો ત્રાસ દરબારને કેમ જણાવા દે ! !

કુંભારોમાં ઘરદીઠ એક એક વર્ષનો પાણી ભરવાનો વારો આવતો. ઘરનાં જેટલાં હોય તેટલાં માણસો એકઠાં મળે ત્યારે માંડમાંડ બપોર સુધીમાં બધા સાહેબોનાં પાણીઆરાં ભરાઇ રહે. આ સિવાય વળી જો કોઈ દરબારી મહેમાનો પધાર્યા હોય તો તો તે બિચારાના ભોગ જ મળી જાય ખાવાની પણ તેને નવરાશ ન મળે; ત્યાં તો કોઇ ખાવાનો ભાવ પૂછનાર નહિ, અને ઘેર જતાં જતાં તો બે વાગી જાય. ત્યાં સુધી ભૂખ સહન કરવીઃ એવી દરબારી વેઠ કરવાની.

આટલી આટલી રાજ્યની ગુલામી કરવા છતાંય કેટલાક હલકા દરબારી નોકરો કુંભારને તો તોબા તોબા પોકરાવતા. દરબારી ચિઠ્ઠી સિવાય માટીની ટોપલીપણ ઉપાડવા દેતા નહિ તે સિવાય ખાનગી લાંચો લેતા, એ તો એમના બાપની/

આપણા રાજકુમાર પ્રતાપને કુંભારને ત્યાં રહ્યાં સાત-

આઠ વર્ષ થઈ ગયાં. એટલી મુદ્દતમાં તો એ કુંભારકામની સર્વ કળા શીખી ગયો. સુંદર નકશીદાર વાસણો કરવામાં કેવી કળાની જરૂર છે તથા તે કળામાં કેટલો સુધારો થઈ શકે તેમ છે, તે તેણે પોતાના શેઠને સમજાવ્યું. શેઠ પોતાના રામાની ચાલાકી જોઈ દિવસે દિવસે વધારે ખુશી થતો હતો. રામાને લીધે પોતાની આબરૂ પણ વધી ગઈ હતી.

તેથી તેની રામા પર એટલી બધી પ્રીતિ થઇ હતી કે તે રામાને ઘડીવાર પણ દૂર થવા દેતો નહિ. માટીખાણે પણ રામાની સાથે શેઠ હોય જ. કામ કરવામાં પણ પોતે અર્ધોઅર્ધ ભાગ આપે. આમ કોઇ પણ રીતે રામાનો જીવ તે દુઃખાવા દેતો નહિ, એટલું જ નહિ પણ પોતાના પુત્રની માફકજ તેની સંભાળ લેતો.

શેઠ અભણ હતો. રામો ભણેલો છે એમ તેને ખબર પડી એટલે તો તેની માયાનો પાર ન રહ્યો. તેને સગા-વહાલાં બહુ હતાં ને ત્યાં ઘણી વખત કાગળો લખાવવા પડતા. કોઇ વેપારી પાસે અથવા ભણેલા બીજા કોઇ પણ માણસ પાસે તે બિચારો કેટલાય ધક્કા ખાય, તુંકારા હુંકારા સાંભળે ત્યારે એક કાગળ લખાય. એના ઘરનું એટલા વખતનું કામ બગડે, તે છતાંય લખી આપનારને કાંઈક બદલામાં આપવું પડે તે જુદું. તેની આ બધી મુશ્કેલી રામાને લીધે દૂર થઈ.

તેના ઘરમાં કરકસર તથા ખર્ચનું ધોરણ પણ રામાએ નક્કી કરી આપ્યું હતું. તે વિવેકમાં એટલો બધો ચડી જતો કે તેને લીધે જ શેઠને ત્યાં ઘરાકો તણાઇ તણાઇને આવતાં. તે વિવેકી હતો, પણ કાયર નહોતો. સત્ય એને પ્રિય હતું. તે ન્યાયને ચાહતો. રાજ્યના નોકરો જે જુલમ ગુજારતા, અને કુંભારોને તોબા પોકરાવતા એ એનું અજાણ્યું નહોતું; પણ પોતાનો વારો આવ્યા પહેલાં કાંઇપણ નહિ બોલવું એવો તેનો નિશ્ચય હતો.

તે વખત મળતો ત્યારે ત્યારે બીજા કુંભારોને ત્યાં જતો; તેમને નવી નવી મીઠી મીઠી વાતો કહી ખૂશ કરતો. આમ કરીને તેણે બધાંયનાં મન મેળવી લીધાં. સર્વને તેનામાં ડહાપણનો દરિયો લાગ્યો. તેણે રાજ્યના પ્રજાને પાળવાના કાયદા કેવા પ્રકારના હોય છે; રાજા સરકારની પાસે પ્રજાને પાળવાની કેવી કેવી બડાઈઓ હાંકે છે, વગેરે બાબતોથી સઘળા કુંભારોને માહિતગાર કર્યા. “ આ અન્યાય રાજાને નામે તેના નોકરો જ કરે છે, રાજાની એમાં થોડી પણ સંમતિ હોતી નથી, માટે આપણા દુઃખની રાજાને જાણ થવી જ જોઇએ.” આવી આવી અનેક અટપટી બાબતો સમજાવી રામાએ સર્વ કુંભારોના કાન ભરી દીધા.

એમ કરતાં કરતાં તેના શેઠનો પાણીનો વારો આવ્યો. વગર આનાકાનીએ તેમણે વારા પ્રમાણે કામ ચાલુ કર્યું.

કારભારીઓમાં પણ વાતો થતી કે "હમણાં, હમણામાં કુંભારોનું જોર વધ્યું છે." "બોલાવ્યો જવાબ પણ દેતા નથી." એક સાહેબ તો ઉતાવળેથી બોલી પણ ગયા કે "અરે જોયો, પેલો કાલ સવારનો ઢેફાં વીણી ખાતો છગલો કુંભાર, મોટો શેઠ થઈ બેઠો છે, ને વળી ઘેર નોકર રાખ્યો છે! એનો નોકર તો વળી એનાથીય દોઢ વાળે એવો છે. એ પાંચ ચોપડી ભણેલો છે; એટલે આપણી બધાંની તો એને પરવા જ નથી! પણ એ બિચારાને ક્યાં ખબર છે કે રાજ્યમાં રહેવું એ કાંઇ છોકરાંના નાના સૂના ખેલ નથી."

આ વખતે રામો તથા તેનો શેઠ દરબારગઢમાં પાણી-આરાં ભરતા હતા. છગન કુંભાર (રામાનો શેઠ) તો દરબારી માણસોથી દબાઈ ગયો હતો, પણ રામો એમ દબાય એવો નહોતો. ઉપરની વાત સાંભળી તે એકદમ ત્યાંથી છૂટયો, ને પેલા બોલનાર અમલદારની પાસે આવ્યો.

કોઇ પણ કુંભારને ન આવડે એવી બાદશાહી સલામ ભરી રામો ઉભો રહ્યો.

"અહ્યા કેમ આવ્યો?" કારકુને સવાલ કર્યો.

"કારકુન સાહેબના મોંનું અમૃત ઝીલવા!"

"કુંભારના મોંઢામાં આટલાં સુંદર વચનો!" વહી-વટદારનો કારકુન નવાઈ પામ્યો; પણ તેથી ખૂશી ન થયો.

તેને તો લાગ્યું કે "આ છોકરો મારી મશ્કરી કરે છે!!" તેણે ક્રોધ કરીને કહ્યું કે, "જા જા ચાલ્યો જા, તારૂં કામ ખોટી થાય છે. હવે પછી બોલતાં વિચાર કરજે; આ તો દરબારગઢ કહેવાય."

"હું પણ દરબારગઢમાં જ મોટો થયો છું, ને બધી રીતભાત જાણું છું." એટલું બોલી તે ત્યાંથી પોતાના કામ પર ગયો.

પેલા અમલદાર છોકરાના ગયા પછી મન સાથે બબડવા લાગ્યા. "આ છોકરો તો ફાટીને ધુમાડે ગયો છે. એનું પાણી ઉતારવું જ જોઈએ. કહેવત કહેનારે કાંઇ ખોટું નથી કીધું કે "ઓછું પાત્ર ને અદકું ભણ્યો." જાતનો હલકો ને બે પાંચ ચોપડી ભણ્યો; એટલે આમ સૌની સામે બોલતાં શીખ્યો! ઠીક છે; એનું માન પણ વખત આવ્યે ઉતારૂં ત્યારે જ હું ખરો."

એ વખત પણ આવ્યો, કે જે વખતની પેલા કારકુન સાહેબ અને રામો બંને વાટ જોતા હતા.

રામપુરથી એક અધિકારી સાહેબ વહીવટદારની અહીંની ઑફિસનો હિસાબ તપાસવા આવ્યા. તેમની સાથે રાજ્યના એક બે સ્વારો પણ હતા. એ સ્વારનાં ઘોડાંને પાણી પાવાનું કામ કુંભારને માથે. તે ઘોડાં કાંઇ હવાડે દોરીને લઈ જઈ પાવાનાં નહિ. તેને તો જ્યાં બાંધ્યા હોય ત્યાંજ પાણી ખેંચીને

લાવવું ને નવાં નવાં કુંડાં લાવી તેમાં પાવાનાં. વળી જોગાણુ પણ દરરોજ નવાં કુંડાંમાં જ મૂકાય. આ બધાં કુંડાં કુંભારને મફત પુરાં પાડવાનાં. વપરાયલાં કુંડાં નાખી દેવાનાં નહિ, તેમ કુંભારને પાછાં આપવાનાં પણ નહિ; એ તો દરબારી નોકરોનાં જ ઘર શોભાવવાનાં!

રામો તથા તેનો શેઠ આ સરભરામાં રોકાયા હતા. "બીજા કુંભારો જેટલું કામ કરતા હોય તેટલું કામ આપણે પણ કરવું જ જોઇએ" એમ શેઠ માનતો. રામો પણ શેઠની મરજી ઓળંગવા ખૂશ ન હતો. છતાં તે કોઈનો દાબ્યો દબાય એવો નહોતો. એટલે અન્યાયની બાબત હોય તો ગમે તેવા અમલદારની સામા થવામાં પણ તે બીએ તેવો નહોતો.

શિઆળાનો પોષ-મહા મહિનાની સખત ટાઢનો વખત હતો. આવેલા મહેમાનને તથા વહીવટદાર સાહેબને ટાઢ તો વાય જ ને! પણ તેનાં લાકડાં ચેતાવી દેવતા તૈયાર કરી આપવાનું, હોકા ભરવાનું, બિછાનાં બિછાવવાનું ને પગચંપી કરવાનું એ કામ તો કુંભાર અને ઘાંયજાને માથે જ હોય. આ વખતે વારાવાળો ઘાંયજો સખત માંદો હતો. બીજો ઘાંયજો ગામમાં હાજર નહોતો, એટલે સઘળું કામ કુંભારને માથે જ હતું. આથી સાધારણ રીતે રામો રાત્રે દસ વાગ્યા પછી ઘેર જઈ સૂવા પામતો. તેમ છતાંય પરોઢીઆમાં તો ગઢમાં હાજર થવું જ પડે!

દરબારી મહેમાન કાંઈ એક બે દિવસમાં વિદાય થાય તેવા ન હોય. એમને તો ખાસા આઠ દસ દહાડા જોઇએ. અરે એટલા તો ઓછા પડે!

અત્યારે હિસાબ તપાસવા આવેલા અધિકારી સાહેબનું માત્ર ચાર કલાકનું કામ હતું; પણ દરબારી ખાતામાં બધું એમજ ચાલે. એટલે જેટલા દિવસ ગણે એટલા ઓછા. વહીવટદાર સાહેબ પોતાના મહેમાનની મહેમાની સારી રીત ન કરે તો એમની નોકરીને પણ વાંધો આવે ને! એટલે "આજ તો જસકણ પટેલ વાઢે બોલાવા આવ્યા છે, ને આ જ તો લીંબડીઆના ખેડૂતોની તકરાર ભાંગવા જવું છે" એમ કહી કહી સ્થળે સ્થળે ફેરવે; અને બની શકે એટલું કરીને તેઓ સાહેબને ખૂશ કરે બિચારા પટેલો પણ ખાલી હાથે સાહેબને કાંઈ પાછા ફરવા દે! સાહેબ તો થોડા જ લે છે, પણ તેમના નોકરો ક્યાં નથી હોતા? નોકરો મારફત પટેલોના દાણા ગઢમાં પહોંચતા થાય. સાહેબને તો "એક પંથ ને દો કાજ." દરબારી કામે આવ્યા એટલે ભત્થાં ચડે; અને બીજી બાજુથી દાણા વગેરેની ખાનગી ઉપજ થાય અને મિષ્ટાન્ન ઉડાવી પારકે પેસે મજા ઉડાવવાની મળે. કહો પછી કેમ એકના અનેક દિવસો ન રોકાય?

આમાં મરો બિચારા કામ કરનાર વસવાયાંનોઃ કુંભાર અને ઘાંચજાનો. ત્રીજો મરો રસોઇ કરનાર ગામોટીનો; કે

સાહેબો વગડામાંથી ફરીને આવે ત્યાં સુધી કયાંઇ ખસાય નહિ.

દરબારી રસોઈ કરનાર ગામોટી એવો પક્કો હતો કે કોઇને પણ ખબર ન પડે એ રીતે પોતાનું તો કરી લેતો. ખાનારા તો પછી ભલેને ગમે ત્યારે આવે ! !

એક દિવસ બાર ઉપર એક વાગ્યો. હમણાં સાહેબો આવશે, હમણાં આવશે, એમ રાહ જોતા જોતા સર્વ નોકરો, ગામોટી તથા રામો ભોજનશાળા આગળ બેસી રહ્યા છે. દોઢ થયો પણ કોઇનાં પગલાં ન સંભળાયાં. બે ચાર રાતોના ઉજાગરા તથા પરોઢીયાની ઠંડી રામાથી સહન થતી નહોતી તેથી તે કંટાળી ગયો હતો; તેમાંય આજ દોઢ વાગ્યા સુધી બેસી રહેવું પડયું; તેથી સખત માથું ચડયું હતું. તે ઉઠયો ને ઘર તરફ ચાલવા માંડયો.

દરવાને એક અમલદાર તરફ જોઈ કહ્યું: " આ જાય છે."

" કોણ ? " તે અમલદારે ક્રોધમાં પૂછયું.

" રામલો કુંભાર. " દરવાને જવાબ દીધો.

પેલા અમલદાર પોતાની ઑફિસમાંથી બહાર નીકળી આવ્યા, ને એકદમ ભભકી ઉઠયાઃ " કેમ અલ્યા રામલા, કયાં ચાલ્યો ? "

" મારે ઘેર. "

" હમણાં નહિ. હમણાં સાહેબ આવશે. અહીં કાંઈ તારા નોકર નથી તે તને ઘડીએ ઘડીએ બોલાવવા આવે ! "

"પણ મને તો ભૂખ લાગી છે; મારાથી હવે ભૂખે રહે-વાતું નથી. માથું પણ ચડયું છે."

"તો શું અમે ખાધું છે ?"

"તમે ન ખાધું માટે મારે પણ ભૂખ્યાં રહેવું ? તમે તો તમારા સાહેબને સારૂં લગાડવા નહિ ખાધું હોય. પણ સંવારમાં ઘેરથી ચા–ખાખરીનો નાસ્તો કરી આવ્યા છો એ કાંઇ મારે અજાણ્યું નથી. સાહેબ ! હું તો જઇશ. મેં કંઈ નાસ્તો કર્યો નથી !"

"બોલતાં ફાટયો કે બદમાસ...."

"બસ કરો સાહેબ, વધારે ન બોલશો; મારે તમારાં વેણ નથી સાંભળવાં, કામ પણ નથી કરવું. રાજ્યના આવા સખ્ત કાયદા ન હોય. હું તો જાઉં છું. ફરી બોલાવશો તોય નહિ આવું. તમારૂં કામ દુઃખી થઇને કરીએ તોપણ ઉપર ગાળોનો વરસાદ, અને તે પણ તમારા જેવા પંદર રૂપીઆના કારકુનોનો ! તમે કાંઇ અમને જીવાડી નથી દેતા, તે આટલા બધા તપી જાઓ છો !"

"ખબરદાર ! વધારે બોલ્યો તો. કુંભલા, ફાટીને ધુમાડે ગયો છે ? જા તારે ઘેર, પણ યાદ રાખજે બેટમજી કે તારા ઘરના લબાચા વીખારાય છે કે નહિ ? ફરી દરબાર-ગઢમાં પગ કેમ મૂકાય છે ? તે દિવસ બોલ્યો ને જતું કર્યું; એથી જ ચડયો ને આજ ગમે તેમ બોલી ગયો; પણ આજ

મને બરાબર લાગ મળ્યો છે. બચ્ચાજી, તમારાં માનપાન ઉતારૂં ત્યારે જ હું ખરો, ને મારૂં વેર વળે."

રામો આવા હલકા નોકરોના ત્રાસથી છુટા થવાનો લાગ શોધતો હતો. તે લાગ આજ મળ્યો. પોતાના શેઠને હિંમત રાખવા સમજાવ્યો. સર્વે કુંભારો મનમાંથી તો દરબારગઢથી છૂટા થવા જ ઇચ્છતા હતા, એટલે રામાની જોડે ભળી ગયા. તેજ દિવસથી સર્વે કુંભારોએ મળી દરબારગઢનાં પાણીઆરાં નહિ ભરવાનો નિશ્ચય જાહેર કર્યો. દરબારના નામે વહીવટદારે માટી નહિ લેવા દેવાનો નિશ્ચય જાહેર કરી કુંભારનો ધંધો બંધ કરાવવાનો રસ્તો લીધો.

પણ રામો એમ હિંમત હારે તેવો નહોતો. તેણે જોડેના બીજા નાનકડા રાજ્યની હદમાંથી માટી લઇ તેજ હદમાં ઘાટ ઘડી વેચવાનો ધંધો ચાલુ કર્યો ને બીજાને પણ તે વાત ગળે ઉતરી. તેઓ ભાતભાતની કારીગરી વાપરી નમુનેદાર વાસણો, નળીયાં, મોભારીયાં, ચલમો વગેરે બનાવવા લાગ્યા; અને પહેલાંના કરતાં પણ વધારે કમાવા લાગ્યા.

દરબારગઢમાં પાણીનો પોકાર પડવા લાગ્યો. દરબારી નોકરો ગમે તેમ કરી ગમે તેની પાસે પાણી ભરાવતા, પણ તેથી પહેલાંના જેવી છૂટથી પાણી વપરાતું નહિ. કુંભારો ઉપર કરેલું દબાણ અફળ ગયું. એથી કુંભારો દબાયા નહિ, પણ ઉલટા વધારે સુખનો રસ્તો તેમણે ખોળી કાઢયો. આથી વહીવટદારે તેમને દબાવવાનો બીજો રસ્તો શોધી કાઢયો.

કારકુનને બોલાવ્યો ને પૂછ્યું, "હે જીવણલાલ! આ તોફાનમાં સૌથી વધારે ભાગ કોનો?"

"સાહેબ! પેલા છગલા કુંભારના નોકર રામલાનો."

"એમ? એ બહુ ખુમારીવાળો છે કાં!!"

"હા, સાહેબ! બે-પાંચ ચોપડી ભણેલો છે, ને કહે છે કે હું દરબારગઢમાં મોટો થયો છું ને બધું જાણું છું. તેથી જ તે દિવસે મારી સામું ગમે તેમ બોલી ગયોતોને!" કારકુને આવડી એટલી કળા વાપરી મીઠા મરચા સાથે વહીવટદાર સાહેબને વાત કરી ચડાવ્યા.

"ઠીક જાઓ એને બોલાવી મારી પાસે મોકલો."

રામો આવ્યો. વહીવટદારને નીચા નમી સલામ કરી નીચું જોઇ ઉભો રહ્યો. વહીવટદારે સલામ ઝીલી. રામાના કપાળ સામું ઘણીવાર સુધી તે જોઇ રહ્યા. તેમને વહેમ ગયો કે આ કોઈ સારી જાતિનો માણસ હોવો જોઇએ. કુંભારમાં આવી ચાલાકી હોય નહિ. તેમણે પૂછયું; "અલ્યા તું કઈ જાતનો છું."

"અત્યારે તો કુંભાર."

"આવો વિચિત્ર જવાબ કેમ દે છે? તારી ખરી જાત કેમ છુપાવે છે?" વહીવટદારે ક્રોધ કરી પૂછયું

"કારણ કે તમારે તેની સાથે કાંઈ સંબંધ નથી છતાંય જાણવાની ઇચ્છા હશે તો વળી કોઇ વખત કહી બતાવીશ

કે હું કઇ જાતનો છું. અત્યારે તમે મને શા માટે બોલાવ્યો છે, એ જણાવવા મહેરબાની કરશો, કે જેથી મારૂં કામ બગડે નહિ. હું નવરો નહોતો; આપનો હુકમ માથે ચડાવી કામ પડતું મૂકીને આવ્યો છું. માટે જે કહેવું હોય તે કહેવાની દયા કરશો."

વહીવટદાર સાહેબ તો દીંગજ થઈ ગયા કે આ છોકરો આપણી પણ પરવા રાખે એવો નથી. તેમણે પૂછયું, "વારાનું કામ તે કેમ બંધ કર્યું ?"

"પૂછો આપના કારકુનસાહેબને. એમના મોઢાનું અમૃત તથા બીજા નોકરોનો અન્યાય કયાં સુધી સહન કરવો ? ખાસડાં ખાતાં જવાં અને ભાઇસાહેબ ભાઇસાહેબ કહી ગુલામી કર્યા કરવી એ કોના ઘરનો કાયદો ! ઈશ્વરે ઘડેલો, મનુમહારાજે ઘડેલો, રામપુરના રાજાએ ઘડેલો કે આપે ? એ મને સમજાશે ત્યારે જ પાણીઆરૂં ભરવાનું શરૂ થશે. પ્રજા માત્રને પોતાના દુઃખની સામે પોકાર કરવાનો હક્ક હોવો જોઇએ; પણ આપને ત્યાં એ હક્ક બળજોરીથી લઈ લેવામાં આવ્યો છે. પરંતુ ઝાઝા માણસોનો નિશ્ચય સત્ય બાબતમાં શું નથી કરી શકતો એ બતાવવાનો અમને અત્યારે વખત મળ્યો છે. આપ આપની હદના માલિક, પણ જોડેની બીજા રાજની હદ છે, ત્યાંના ભલા અધિકારીની મહેરબાનીથી અમારા રોટલાને જરા ય વાંધો આવ્યો નથી. આપ

સાહેબ એટલું તો માનો છો ને કે ધંધો કરનારને ગમે ત્યાં પણ ધંધો મળી રહે છે? અહીં ધંધો કરવાની બંધી કરશો તો અમે બીજે સ્થળે જઈ ધંધો કરીશું, પણ તેથી તમારૂં શું વળવાનું છે? ઉલટું એમ કહેવાશે કે ફલાણા વહીવટદારે તો તેની રૈયતનાં માણસોનો હાંકી કાઢયાં. આવો ત્રાસ સાંભળી બીજા કોઈપણ ધંધાવાળા અહીં થોડા જ પગ મૂકવાના હતા?"

વહીવટદારને રામાનું બોલવું સત્ય લાગ્યું, પણ તેથી કાંઈ દયા ઉપજી નહિ; એ તો ઉલટા બમણા ક્રોધે ભરાયા, ને મનમાં જ બબડ્યાઃ "સાલો, ત્રણ ટકાનો કુંભારડો મારા જેવા અમલદારની ભૂલ્યો કાઢે, ને ફાવે તેમ બોલી જાય?"

"અલ્યા, ધંધો બંધ થયો એટલેથી સંતોષ થયો નથી લાગતો કેમ? હજી પણ માની જા, નહિ તો હેરાન હેરાન થઈ જઈશ."

"વગર વાંકે હેરાન કરનાર કોઇ નથી. પ્રભુ સૌની સંભાળ લે છે."

"દરબારી જમીનમાં પગલું મૂકવું પણ ભારે થઈ પડશે!"

"એટલે?"

"બધા કુંભારો ઉચાળા ભરો ને ફાવે ત્યાં જાઓ. હું પણ જેઉં છું કે અમારા કાઢેલા કુંભારોને કોણ આશરો આપે છે?"

"સાહેબ, માફ કરો. એ આપની સત્તાની વાત નથી.

આપ બીજા કુંભારોને ગમે તેમ સમજાવી બીવરાવો પણ આ રામો એમ બી જાય એવો નથી. એ તો બધી વિદ્યા જાણીને જ આ રાજ્યમાં દાખલ થયો છે. ઘરબાર ઉપર આપનો જરાય હક્ક નથી ”

“એ ઘર ચણવામા નથી કાંઇ રાજ્યે ખર્ચ આપ્યું કે નથી કાંઇ વહીવટદારે ખર્ચ આપ્યું; એ તો અમે અમારી જાત ખુવા કરીને બંધાવ્યાં છે; ને કેટલાંય વર્ષોથી આ રાજ્યની રૈયત તરીકે તેમાં રહેતા આવ્યા છીએ. ”

“ પણ જમીન તો દરબારીને? દરબારી જમીનમાં તો દરબારની મરજી હોય ત્યાં સુધી જ રહી શકાય, સમજ્યોને!”

“બધું સમજું છું; પણ દરબારી જમીન લેવા બદલ તો એમનાં કેટલાં વેઠ વૈતરાં કરીએ છીએ. જો કે રાજ્યે મહેનતના પૈસા આપવા જોઇએ પણ રાજ્યે એ ઉદારતા બતાવી નથી ને અમે તો કોઇ દિવસ માગ્યા પણ નથી; ઉલટું ઘણી વખત રાજ્યનું ઉપરીપણું કબુલ રાખી રાજ્યના નોકરોની ગાળો-માર વગેરે મુંગે મોઢે સહન કરી લીધું છે, એ બધાના બદલમાં આપ આજે ઘરબાર છોડાવવા તૈયાર થયા છો! વાહ ન્યાય! વાહ ન્યાય!! હું તો માનું છું જ કે આ હુકમ વહીવટદાર સાહેબના ગુંજાનો જ છે; રામપુરના રાજાનો નથી રામપુરના રાજા, જો ખરેખરા રાજા હોય તો કદી પણ આવા હુકમ કાઢે નહિ. જ્યાં સુધી એમનો કાંઇપણ

હુકમ અમને નહિ બતાવો ત્યાંસુધી અમે આ ગામની બહાર કોઇપણ ઉપાયે જવાના નથી. એ અમારો ચોક્કસ નિશ્ચય છે. એટલું કહી રામો તો ચાલતો થયો. વહીવટદારની આગળ બોલવાઇ નહિ, પણ એ ગમે તેટલું બોલે, ગમે તેટલા પછાડા મારે પણ એમનું કાંઈ ચાલે તેમ નહોતું.

વહીવટદારને એમ થઈ ગયું કે જો મારા હાથમાં સત્તા હોય તો આ છોકરાને આ ઘડીએ જ ફાંસીને લાકડે લટકાવું. આ તો આખા રાજ્યનું અપમાન કહેવાય, પણ રાજા તો મહારાજા જેવા છે. એ ક્યાં આપણું સાંભળે છે ?! સાભળતા હોત તો આવાં 'ત્રણ ટકાનાં' કુંભારાં ફાટી જાય ખરાં ? થવાનું હશે એમ થશે પણ એક વખત રાજાને અહીં બોલાવી બધી હકીકત જણાવવી તો ખરી, પછી એમને ફાવે તો કુંભારોને કાઢી મૂકે કે ફાવે તો બધાં વસવાયાંને કુંભારોની જેમ ફટવે. આપણું એમાં શું જવાનું છે ? જ્યાં વેઠથી નહિ થાય ત્યાં પૈસાથી કરાવીશું, ખર્ચ થશે તો રાજ્યને ભોગવવું છે. પછી ખર્ચ પણ ઓછું શું કામ બતાવીશું ?"

વહીવટદારે લાંબો લાંબો કાગળ લખ્યો. દરબારને અહીં બોલાવવાનાં બે-પાંચ કારણો વિસ્તારપૂર્વક જણાવ્યાં.

વહીવટદારે ધાર્યું એટલી મુદ્દતમાં દરબાર ન આવ્યા. પણ આવ્યા ત્યારે સાથે એક ગોરા સાહેબ, એમની મડમ,

તથા દરબારી સ્વારો, સિપાઇઓ વગેરે તોપખાના સાથે આવ્યા.

સાહેબ તથા મડમને માટે બહાર ચોગાનમાં તંબુ તણાયો. બાકી બધી સ્વારી સાથે રાજા દરબારગઢમાં ઉતર્યો. રાજા બહુજ સાદાઈથી રહેતા. તેથી તેમને સૌ દરબાર સાહેબ કહીને જ બોલાવી શકતું. એ પ્રજાનું દુઃખ જાણનાર હતા, પણ એમને પ્રજાનું દુઃખ જણાવનાર કોઇ નહોતું. બધા પ્રજાનુ તોફાન જણાવનારા જ ભેગા થયા હતા.

સાહેબને તથા રાજાને સારો સ્નેહ હતો; તેથી રાજા બહારગામ ફરવા નીકળે ત્યારે સાહેબને સાથે આવવાનો આગ્રહ કરે. રાજા શિવધર્મી હતા. તેથી તેમને દારૂ–માંસ ખપતાં નહિ એટલે શિકાર કરવા જતા નહિ; દારૂ પીતા નહિ.

રાજાની ટેવથી જાણીતા થએલા સાહેબ તથા મડમ તંબુમાં ઉતારો કર્યો પછી ખાણું લઈ સાજના પહોરનાં શિકારે ઉપડ્યા. સાહેબ શિકારેથી આવ્યા પછી જાહેરપ્રજાને એ હિતનાં વચનો કહેવાનાં હોવાથી તે પહેલા કોઇને રાજાને મળવાનો હુકમ નહોતો. વહીવટદારનો પત્ર મળેલો હોવાથી રાજ્યની હકીકતથી વાકેફ થવા વહીવટદારને ખાનગીમાં રાજાએ બોલાવ્યા. વહીવટદારને ઠીક લાગ મળ્યો. કારકુન એ, વહીવટદારનો પોતાનો માણસ હતો, અને અત્યારે વાતમાં ટેકો પૂરવામાં તેની જરૂર હતી. તેથી તેને સાથે રાખ્યો.

વહીવટદારથી જેટલું ખરાબ વર્ણન થઇ શકે એટલું પોતાના લાભમાં અને કુંભારોને સજા કરવાની તરફેણમાં બોલવા લાગ્યા.

એ વાતચીત ચાલે છે એવામાં એક રમુજી બનાવ બન્યો.

સાહેબ, ઓચિંતાના એક છોકરાને લઇ ખૂશી થતા થતા દરબારગઢ તરફ ચાલ્યા આવે છે. સૌ નોકરો નવાઇ પામી એક બાજુ ખસી ગયા. "સાહેબ આવે છે" એમ ખબર પડી એટલે વહીવટદારનો કારકુન દૂર થઇ ગયો. દરબાર મકાનમાંથી બહાર નીકળી સાહેબને લેવા સામા ગયા, જુએ છે તો સાહેબની સાથે એક કુંભારનો જુવાન છોકરો ! સાહેબ તેનો હાથ ઝાલી તેની સાથે હસતા હસતા ચાલ્યા આવે છે ! ! દરબારને આ વિચિત્ર દેખાવ જોઇ નવાઈ લાગી.

સાહેબ દરબારગઢમાં ગયા. સાહેબ નીચા બેઠા; તે પછી સૌ સૌને સ્થાને બેઠા. સાહેબ કહે "દરબાર ! રામસિંહજી ! તમને આ છોકરાને જોઇ હસવું આવે છે; નહિ વારૂ ?"

દરબાર—"હા સાહેબ, મને એમ વિચાર થાય છે કે આજે આપ આટલા ખૂશ કેમ દેખાઓ છો, અને આ છોકરા પર આટલા ખૂશ શાથી બની ગયા છો ? વારૂ છોકરા તારૂં નામ શું ?"

છોકરે સલામ ભરી કહ્યું: સાહેબ ! રામો. ”

વહીવટદાર તથા તેનો કારકુન તો આ કૌતુક જોઇ જ રહ્યા.

સાહેબે પાછું ચલાવ્યું: “ દરબાર ! તમને લાગતું હશે કે આ છોકરો કુંભારનો છે, પણ ના તેમ નથી. એ તો કુંભારના વેશમાં ફરતો કોઈ રજપુત છે. આજે તેના શુરાતનનાં મને બરાબર પારખાં મળી ગયાં છે. એ નહોત તો આજે મડમ બચત નહિ. વાત એમ બની કે અમે બે શિકારે ગએલાં એમાંથી હું જરા દૂર નીકળી ગયો. મડમે એક વાઘના બચ્ચા પર ગોળી છોડી, પણ ખાલી ગઈ ને બીજી ગોળી છોડવા જાય છે, ત્યાં વાઘણ એકદમ મડમપર કૂદી આવી મડમ ગભરાઇ ગઈ, શું કરવું તે સૂઝયું નહિ. આ જુવાને એ બધું જોયું. એ જોઇ કેમ રહે ? એણે તરત જ દોડી આવી મડમના હાથમાંની ભરેલી બંદુક લઇ લીધી, ને તાકીને છાતીમાં ઘા કર્યો, ને વાઘણને પાડી પછી બીજી એક બે ગોળીથી તેને પૂરી કરી; એટલામાં હું ત્યાં પહોંચ્યો. મને આના પ્રક્રમની ખાત્રી થઈ. મેં એને પછયું તો એ કહે કે “ હું કુંભાર છું. ” પણ કુભારમાં આવી હિંમત હોય નહિ; એ કાંઈ જેવી તેવી બહાદૂરીનું કામ નહિ કે ખરા રજપૂત સિવાય અને બરાબર તાલીમ લીધા સિવાય બીજાની હિંમત ચલે. મેં એની ખરી હકીકત તપાસવા બહુ પ્રયત્ન કર્યો; પણ એ અત્યારે કહે છે કે ‘ તપાસી [illegible] ખરી છે પણ

હું કોણ છું એ અત્યારે જાહેર કરી શકું તેમ નથી. આગળ ઉપર બધુંય જણાઈ આવશે."

દરબાર તો સાહેબની વાત સાંભળતા જાય અને રામાના મોં સામું જોતા જાય. બીજા દરબારીઓ તો આ વાત સાંભળીને જાણે મુંગા જ બની ગયા.

દરબાર—" તું આટલો બહાદૂર છે, ત્યારે કુંભારને ત્યાં કેમ રહ્યો ?"

તેણે જવાબ આપ્યો—" કારણ કે કુંભારને ત્યાં રહેવાથી રાજાઓનો રૈયત પર કેવો જુલમ હોય છે, તેની જાણ થાય છે. રાજાને નામે તેમના હલકા નોકરો કેવા કેવા જુલમો ગુજારે છે એ કોઈને મોઢે સાંભળવા કરતાં જાતથીજ જાણી લેવું વધારે સારૂં. એમ જાણીનેજ મેં આ ધંધો પસંદ કરી કુંભારની નોકરી કબુલ રાખી. કુભાર જેવી તદ્દન અજ્ઞાન કોમ ઉપર રાજ્યના નોકરો જે અણછાજતો જુલમ ગુજારે છે, તે દૂર થવો જ જોઈએ, અને કુંભારોની ફરિયાદ ઠેઠ રાજ સુધી પહોંચવી જ જોઈએ. એટલા માટે અમે અન્યાયની સામા થયા છીએ "

" જો એમ ન કર્યું હોત તો આજે આપનાં દર્શન અમને ભાગ્યેજ થયાં હોત."

" અત્યારે તો રાજ્યમાં વેઠ વેઠ ને વેઠ; પણ વેઠ કરનારનાં પેટનો ભાવ કોણ પૂછે છે ? એમને શું શું દુઃખો

છે; અને એ દુઃખો મટાડવા રાજ્યે શા ઉપાયો કરવા એ કોણ જુએ છે ? રાજ્યના અમલદારો તો રૈયત પાસેથી વેઠ કરાવી; દાણા ઉઘરાવી પોતાનું ગુજરાન ચલાવે ને પગાર તો સુડીમાં ગણાય ! ! એ સ્થિતિ જે રાજ્યમાં હોય એ રાજ્યમાં રાજા પ્રજા વચ્ચે પ્રેમ શી રીતે બંધાય ? રાજા ભલો હોય; પ્રજાને પુત્ર સમાન ગણનારો હોય; પણ એની ભલમનસાઇ નીચ હૃદયના અધિકારીઓ રાજમહેલની બહાર જવા દે ત્યારે ને ! ! પ્રજાના પોકારોને બદલે પ્રજાનાં તોફાનોની વાતો જોડી કાઢી રાજાનાં મન ફેરવી નાખે એટલે રાજાનો પ્રજા તરફનો ભાવ ઓછો થનો જાય એમાં નવાઈ પણ નહિ. અને પ્રજાને તો પોતાથી દૂર બેઠેલા રાજાના ગુણોની ખબરજ કઈ રીતે પડે ? રાજા જો પોતાના નોકરોને પૂછ્યા સિવાય વેશબાદલો કરી પ્રજાનાં દુઃખો અને અધિકારીઓના ત્રાસો જાણી લેતો હોય; અને એ ત્રાસો મટાડવાથીજ રાજની ચઢતી થશે, અને પ્રજા સુખી તથા રાજભક્ત બનશે એમ માનતો હોય તોજ પ્રજાનાં દુઃખો ઓછાં થાય. એ રાજાના દાબને લઇ અધિકારીઓ જુલમ કરતાં બીએ. બાકી તો દરબારી રાજ્યમાં સૌ સોને ફાવતું, અને દળતાં રહ્યું એ લાભમાં" એના જેવી સ્થિતિ છે—અને રહેવાની.

"આ અનુભવ મને આ સ્થિતિમાં ને અહિંથીજ મળ્યો છે. અને તે ઘણોજ કિંમતી અનુભવ છે."

રામસિંહ દરબારને વહીવટદારે ખૂબ ભરાવ્યું હતું. તેથી પ્રથમ તો રામાપર તે ગુસ્સે થઇ ગયા હતા, પણ જ્યારે તેને નજરે જોયો, તેના પરોપકારનાં તથા શુરાતનનાં વખાણ સાંભળ્યાં ત્યારે તે ગુસ્સો નરમ પડી ગયો હતો. તેમાં તેનું આવું ડહાપણ તથા રાજની આબાદીના ખરા રસ્તા જાણીને તો તે તેના ઉપર ખૂશ ખૂશ બની ગયા; અને પોતાને રાજના કામમાં મદદ કરવા ખાનગી કારકુન તરીકે રાખી લેવાનો મનમાં વિચાર થઇ આવ્યો.

"ભાઇ! તમે કોઇ બુદ્ધિશાળી ક્ષત્રિય લાગોછો! તમને આ ધંધો ન શોભે! તમે તો કોઇ રાજદરબારે જ શોભો."

"રાજા, રાજ દરબારના શોખને હું તુચ્છ ગણુંછું. રાજદરબારે રહ્યો હોત તો આ અનુભવ નજ મળત. મારા નસીબમાં રાજદરબાર હતો; પણ મેં જાણી જોઇને તેને છોડી આ ધંધો સ્વીકાર્યો છે."

"મારો આગ્રહ છે કે તમે મારા મિત્ર બની મારી સાથે રહો. તમારા વિચારો મને બહુ ગમી ગયા છે. તમે કહોછો એવુંજ રાજ્ય બનાવવાનો મારો વિચાર છે. મારી ખાતર નહિ, તો પ્રજાના હિતની ખાતર-લોકોના કલ્યાણને માટે-તમે મારી પાસે રહો. તમે કહેશો તે પગાર...."

"રાજાજી! હું પગારનો ભૂખ્યો નથી. પગાર લઇ

કોઈની તાબેદારી ઉઠાવવાનું મારાથી બની શકે તેમ નથી. હું તો સત્ય હોય તે કહું. માનવું હોય એ માને, અને ન માને તેનાથી દૂર થાઉં. એવો મારો સ્વભાવ છે પ્રજાનું હિત થતું હોય તો આપની પાસે રહું. એના જેવું સારૂં શું ? પણ એમ કરતાં આપે કેટલાક જુના વખતથી ચાલ્યા આવતા કાયદાઓ છોડી દેવા પડશે; ને તેને બદલે રાજા પ્રજાનું હિત થાય એવા કેટલાક નવા કાયદા ઉમેરવા પડશે. અધિકારી વર્ગમાં પણ સુધારો દાખલ કરવો પડશે. સુધારેલા કાયદાને માન આપી કામ કરનાર અધિકારી ગમેતેટલા જુના હોય તોપણ તેમને કાયમ રાખી બાકીના બીજાને જુના કાયદાની જેમ છૂટા કરવા પડશે; આમ કરતાં સ્નેહ કે સંબંધ આડો આવવો જોઈએ નહિ. આ બધું કરવાની આપનામાં હિંમત હોય તો હું માનુ કે આપ પ્રજાના હિતને માટે બરાબર તૈયાર છો; અને હું આપની પાસે આવતાં જરાપણ નારાજ ન થાઉં "

દરબારે કહ્યું " મારે એ બધું કબુલજ છે પણ તમે પગાર ન લ્યો એ ઠીક નહિ. તો પછી તમને જમીનદાર બનાવું. કાંઈપણ બદલા સિવાય કામ કરાવવું એતો નીચતા ગણાય "

" એમ માનો કે હું આપની રૈયત છું; રૈયતનું રાજાએ પોષણ કરવુ જોઇએ. હું રૈયત અને રાજા બંનેની વચ્ચેનો એક સ્વયંસેવક (મફત કામ કરનાર—સેવા કરનાર)

છું. સ્વયસેવકને તો માત્ર બે વખત ખાવાનો સાદો ખોરાક મળે એટલે બસ. માટે હું આપને ત્યા બે વખત જમું; એજ બદલો. એથી વિશેષ ઇચ્છતો નથી. પગારની વાત કરશો તો મારે આવવાની વાત પડી જ મૂકવી પડશે.

આખરે રામાની વાત દરબારને કબુલ રાખવી પડી અને રામો દરબારની પાસે રહેવા કબુલ થયો.

દરબારી નોકરો, વહીવટદાર તથા કારકુનને કાળજે તેલ રેડાયુ: કે "હવે રામો વેર લીધા વિના રહેશે નહિ આપણો રોટલો તૂટી જશે એટલું જ નહિ, પણ આગલું પાછલું લોકો પાસેથી આપણે ધૂતી ખ ધેલું પણ ઓકાવશે."

આવી હકીકત બન્યા પછી લોકોની ઠઠ જામી હતી; એ સ્થળે સર્વ મોટા અધિકારીઓ, દરબાર, ગોરાસહેબ વગેરે આવ્યા. સાહબે રામાની બહાદુરીની વાત કહી બતાવી. તથા રાજ ઉપર પ્રજાએ કેવો પ્રેમ રાખવો જોઈએ. દરબાર રામસિંહજીનો પ્રજા પર કેવો પ્રેમ છે એ બધું સારી રીતે ગુજરાતી બોલીમાં કહી બતાવ્યું. ત્યારબાદ રાજાએ પણ પ્રજાને માટે પોતે રાજ્યમાં કેવા કેવા ફેરફારો કરવા ઇચ્છે છે તે કહી બતાવ્યું અને રામો પ્રજાના હિતને માટે કામ કરવા પોતાની પાસે રહેવા કબુલ થાય છે એ પણ કહી બતાવ્યું.

સૌ વીખાયા, કોઈ રામાની બહાદુરીનાં તો કોઇ તેની બુદ્ધિનાં તો કોઇ દરબારના સ્વભાવનાં વખાણ કરતા કરતા

વીખાવા લાગ્યા. કુંભારો તથા વેઠવારો કરનાર સઘળાંને શાંતિ થઇ કે "કે હવે આપણા પરનો જુલમ નીકળી જશે."

વહીવટદારની ચિંતાનો પાર રહ્યો નહિ. તેમણે રામાનો તિરસ્કાર કરી તેને ખૂબ પજવ્યો હતો, એ બધું એક પછી એક સાંભરવા લાગ્યું. સાંભરતું જાય તેમતેમ પસ્તાવો થતો જાય. હવે શું થશે? કરેલા અન્યાયોમાંથી શી રીત બચીશું?' વગેરે વગેરે વિચારો કરે છે; ત્યાં તો રામો પોતાના મકાનમાં દાખલ થયો. સલામ ભરી ઉભો રહ્યો.

"આવો, આવો રામભાઈ; અમે તમને ઓળખ્યા સિવાય બહુ દુઃખ દીધું માફી કઈ રીતે માગવી તે સમજાતું નથી."

"સાહેબ! આવો વિનય આપને ઘટતો નથી. માણસ માત્ર ભૂલ કરે છે; પણ એ ભૂલ કબુલ કરી એટલે એનો ગુનો તો ધોવાઇ ગયો મારે તો આપનો ઉપકાર માનવો જોઇએ કે આપે રાજાજીને અહીં બોલાવી મને મેળાપ કરાવી આપ્યો."

વહીવટદાર સમજ્યા કે આ મશ્કરીમાં-મર્મમાં બોલે છે પણ હવે કાંઈ સામું થવાય તેમ નહોતું. હવે તો રામો મટી રામભાઈ થયા; અને રાજ્યના જુલમી નોકરોના શત્રુ થયા; એમની પાસેથી તો પોને પોતાના ગુનાની માફી માગીનેજ છુટવાનું હતું. એટલે વહીવટદારે સામો વિવેક કર્યો.

"ભલે આપ સવળો અર્થ લ્યો. એ આપની મોટાઈ. બાકી અમે તો અમારી નીચતા કરી ચૂક્યા છીએ; અને એનો બદલો આપની પાસે માગીએ છીએ."

"વહીવટદાર સાહેબ! બદલો માગો છો! બદલો એ કે ચોકખા દિલના થાઓ; ગરીબની દયા જાણો અને તેમનાં દુઃખમાં ભાગ લેતાં શીખો. જો રાજ્યના નવા કાયદાને માન આપી પવિત્ર બનશો તો એજ તમારા અન્યાયના બદલામાં બસ છે. સાહેબ! **વેરનો બદલો ક્ષમાજથી વાળી શકાય.**"

આટલું બોલી રામો ત્યાંથી ચાલી નીકળ્યો. વહીવટદારનું અંતઃકરણ પાણી પાણી થઈ ગયું એમને તો લાગ્યું કે "મારે માથે દયાનો સાગર રેલાયો."

રામો પોતાના શેઠની રજા લઈ દરબારની સાથે રામપુર પહોંચ્યો.

દરબાર તેને રામભાઈના નામથી બોલાવતા માટે આપણે પણ હવે રામભાઈ નામથીજ ઓળખીશું.

રામભાઈ અને દરબાર રોજ રાત્રે ખાનગીમાં બેસતા, અને રાજા તથા પ્રજામાં પ્રેમ શી રીતે વધે, એ બાબત વિચારો ચલાવતા; કેટલોક સમય વિચાર ચલાવ્યા પછી દુષ્ટ કાયદા કાઢી નવા ને સારા કાયદા ઘડયા. આ કાયદાનો સખત રીતે અમલ કરાવવો શરૂ થયો. તેથી રાજ્યની સઘળી પ્રજા રામભાઈને આશીષો દેવા લાગી, ને દરબારને પ્રભુ તુલ્ય ગણવા લાગી.

રામભાઈ તથા દરબાર વેશ બદલો કરી ગરીબ મુસાફરનો

નો અગર બીજો કોઇ વેશ પહેરી રાજયના ગામડે ગામડે ફરતા; મજુરીઆત વર્ણના લોકોની પાસે જતા, ખેડુતોનાં ખેતરે જતા અને આડી અવળી વાતોમાંથી રાજયના નોકરોના ન્યાય અન્યાય જાણી લેતા. કેટલીક વખત પોતાના ખરા વેશમાં પણ ફરવા નીકળી પડતાઃ પ્રજામાં પણ પોતાનાં દુઃખની ફરેયાદ કરવાની હિંમત આવી હતી, તેથી ખરી હકીકત રજુ કરતાં કોઈ જરા પણ બીતું નહિ; આથી થોડીજ મુદ્દતમા રામપુરનું નાનું સરખું રાજ્ય રામરાજ્ય બની ગયું અને તેનો દાખલો મોટાં મોટાં રાજ્યોમાં પણ અપાવા લાગ્યો. આ રીતે તેની કીર્તિ ઠેકાણે ઠેકાણે ગવાવા લાગી.

રાજ્યની મુખ્ય ઑફિસ ( રામપુર ) માંરાજ્યના જેટલા નોકરો હતા, એટલા બીજા પ્રજામાંથી સારા સારા, બુદ્ધિવાળા માણસોને રાજાએ ચુંટી કાઢયા, અને એ બધાની એક સભા બનાવી. રાજ્યહિતનું કોઈ પણ કામ કરવું હોય ત્યારે એ સભ ના વિચારો જાણ્યા પછી જ થાય. એટલે પ્રજાને પણ રાજકારભારમાં ભેળવી.

રાજા દરરોજ સાંજના વખતે ખુલ્લા ચોગાનમાં પોતાની ખુરશી પર બેસી લોકોનાં દુઃખોની વાતો અને ફરીઆદો સાંભળી ન્યાય આપવા લાગ્યો.

બીજી એક એવી ગોઠવણ કરી કે બબ્બે-ચાર ચાર

માસે જુદે જુદે ઠેકાણે રૈયતનાં માણસોને એકઠાં કરવા માંડયું, અને ત્યાં રાજા તથા રામભાઇએ જઇ સર્વને મળી ખેતી સુધારવાની, ઢોર ઉછેરવાની તથા બીજાં સુખો મેળવવાની યુક્તિઓ બતાવવા માંડી.

એક વખત સાંજના સમયે દરબાર અને રામભાઇ બેઠા બેઠા આનંદ કરે છે, ત્યાં બહારથી એક માણસ એમની સામે આવી સલામ કરી ઉભો રહ્યો.

દરબારે પૂછયું " ક્યાંથી આવ્યા ? "

આવનારે જવાબ દીધો–" રતનપરથી ત્યાંના નગરશેઠે કાગળ આપવા મોકલ્યો છે. " એમ કહી ગજવામાંથી એક કાગળ કાઢી દરબારના હાથમાં આપ્યો.

" સાંભળો રામભાઇ, રત્નપુરના શેઠનો આ પત્ર છે. એક વખત રત્નપુરના રાજ્ય ઉપર ધજાઓ ફરકતી હતી, અને અત્યારે તેની એવી દશા આવી ગઇ છે કે રાજ્યને નામે એક પાઇ પણ કોઇ આપતું નથી. રાજા એવો નબળો થયો છે કે પોતાના મોજશોખ સિવાય બીજી કોઈ પણ બાબતમાં ધ્યાન આપતો નથી. પ્રજામાં પોકાર ઉઠયો છે કે અમારે આ રાજા જોઇએજ નહિ. " અધિકારીઓ પોતાની મરજીમાં આવે તે પ્રમાણે કાયદા ઘડે છે, ને તે, પ્રજાને બીલકુલ ગમે તેવા હોતા નથી. સાંભળો આ શેઠ શું લખે છે.— "

" દરબારશ્રી !

" આપ રત્નપુરના રાજા ભાવસિંહજીના જુના મિત્ર હોવાથી આપને આ રાજ્યની ખરી હકીકતથી જાણીતા કરવા જોઇએ. આપ જ્યારે અહીં પધારતા ત્યારે રાજ્યની જે આબાદી હતી તે અત્યારે રહી નથી. રાજાજીએ કેટલાંક વર્ષો પહેલાં .પોતાના બે પુત્રોને મરજી મુજબ માગી લેવાનું કહેતાં જે હોંશિઆર પુત્ર હતો તેણે વનવાસ લીધો; અને જે આળસુ ને મોજ શોખી હતો તેણે રાજ્ય માગી લીધું. એ **અમર** અત્યારે રાજા છે. જ્યાંસુધી તેના પિતા જીવતા હતા ત્યાં સુધી તો અમરને માથે દાબ રાખતા અને પ્રજામાં પણ શાંતિ જાળવતા. આજ બે વર્ષ થયાં ભાવસિંહજી સ્વર્ગે સિધાવ્યા છે, પણ અમરે તો બધું રાજ્ય ઉંધુ વાળવા માંડયું છે. એની સામે કોઇથી કાંઇપણ બોલી શકાતું નથી. અત્યારે પ્રતાપની જરૂર છે. પ્રતાપસિંહજી જેવા ચાલાક અને બહાદુર રાજકુંવરને ભિખારી હાલતમાં જવા દેતાં રાજાનો જીવ કેમ ચાલ્યો હશે ? એ અમને તો સમજાતુ નથી. આમ થયુ એ વખતે અમે રાજાને બહુ સમજાવ્યા, પણ એમણે તો અમને એમ કહ્યું કે " એ એવો બહાદુર છે કે આપ્યું રાજ્ય ભોગવે એવો નથી. એને તો દુઃખમાંથી સુખ અને ગરીબાઇમાંથી રાજ્ય જોઇએ છીએ. માટે જ મેં એને કસોટી માટે એની [illegible] [illegible] જવા દીધો છે " રાજાજી તો ગયા પણ

પ્રતાપનું ઠેકાણું કોઇને આપતા ન ગયા. તેઓ તો ખાનગી રીતે દરેક પળે તે કેવી હાલતમાં છે તેની ખબર લેતા હતા; અને ઘણી વખત અમને વાત વાતમાં કહેતા કે "પ્રતાપ જરૂર રાજા થશે; પછી અહીંનો રાજા થાય કે કોઇ બીજા મુલકનો રાજા થાય."

સાંભળ્યું છે કે એ પ્રતાપ નામ ફેરવી કોઇ કુંભારને ત્યાં રહ્યો છે, અને તે કોઇ સ્ટેટમાં છે.

આપ તેને શોધી ન આપો ? એ જ્યાં સુધી આવી આ રાજ્ય ન સંભાળે ત્યાં સુધી આપ આનો બંદોબસ્ત ન રાખો ?"

લી. આપનો સ્નેહી

**શેઠ મોહનલાલ.**

દરબારે પત્ર વાંચ્યો તે દરમિઆન રામભાઇના મોં પર ઉદાસી ફેલાણી. દરબાર સમજી ગયા. તેમણે પૂછ્યું: "રામભાઇ ! બોલો તમે કોણ છો ? આ પત્ર પરથી ને તમારા શુભતન તથા બુદ્ધિ પરથી મને વહેમ જાય છે કે રત્નપુરની ગાદીના વારસ તમેજ છો.

રામભાઈ હસ્યો, "દરબારશ્રી ! એ ખરી વાત છે. મારો પ્રજાનાં દુઃખો જાણ્યા પછી તથા રાજકારભારનો અનુભવ લીધા પછીજ જાતમહેનતથી રાજ મેળવવાનો વિચાર હતો અને તેથીજ જ્યાં સુધી વખત ન આવે ત્યાં સુધી મારી હકીકત કોઇને જાહેર ન કરવાનો મેં નિશ્ચય કર્યો હતો. આપ અને

શેઠ કહો તો ભલે, પણ એમ અમરને ગાદીએથી ઉઠાડી મૂકાય પણ નહિ; અને રાજ્ય લઇ લેવાય પણ નહિ એને મારા પિતાએ ગાદી સોંપી છે; હું તેનો વગર કારણે ધણી થઈ એસું તે લોકોમાં ચર્ચા થાય કે "ભાઇની ગાદી પોતે પચાવી પડયો."

"ત્યારે શું કરીશું?" દરબારે પ્રશ્ન પૂછયો.

"આપણે એને સમજાવીએ. ન સમજે તો પછી બીજો રસ્તો"

દરબાર તથા રામભાઇ તૈયાર થઇ ઘોડે ચડી રત્નપુર આવ્યા. રાજ્યમહેલ તરફ વળ્યા. ત્યાં જઇને જુએ છે; તો દરવાજા આગળ એક વાઘરી પોકાર કરે છે કે–"બાપા, મેનેજર સાહેબે મારી નાખ્યો. વાડીમાં શાક હતું નહિ, તેથી મેં નથી એમ કીધું, તો કે છે કે સાલા ગમે ત્યાંથી લાવી આપ, એમ કહીને ખૂબ માર્યો છે;" દરવાજાનો આરબ તે વાઘરીને બીવરાવે છે કે "સાલા, એમાં અહીં શું કહેવા આવ્યો છે. ચાલ્યો જા, અહીંથી. નહિ તો હજી પણ માર ખાઇ બેસીશ." વાઘરી તો બિચારો કકળાટ કરતો કરતો પાછો ચાલ્યો ગયો. ત્યાં એક ઘરડી ડોશી જેવી કણબણ બૂમો નાખતી આવી, "અરે ભઇશાબ,–કોઈ સાંભળતું નથી, મારા ખેતરમાં અહીંના ભરવાડે બાજરો ભેળી દીધો, ને છોકરો હાંકવા ગયો તો સામેથી લાકડીઓ મારી. એ ભરવાડ રાજ્યનો

હતો; પણ ઢાર તો એનાં જ હતાં ! એ છોકરો બિચારો માર ખાઇને ઘેર આવ્યો, ને જરા સૂતો નહિ ત્યાં તો વહીવટદારનો માણસ આવ્યો કે અલ્યા હાલ્ય, ગાડું જોડય, સ્ટેશન પર જવું છે સાહેબના મામાના છોકરાની છોડી તથા તેનો વર ગાડીએ ઉતરવાનાં છે. "

છોકરો કહે, " બાપુ, હમણાં વરસાદ રહી જાય એટલે બળદીયા તૈયાર કરૂં. " એટલું સાંભળતાં તો તે એકદમ તપી ગયો અને છોકરાને મારવા લીધો, કે " ગમે એમ કર, પણ બળદ તૈયાર કરીને ગાડું જોડી મારી આગળ થા ! " બિચારો પલળતો પલળતો ગયો છે, કોણ જાણે એને મારની કેટલીએ પીડા થતી હશે ? અરે મારા રાજા, તમે અત્યારે કયાં જઈ બેઠા છો ? આ ગરીબ ડોશીની અને તેના દીકરાની જરાક તો દયા રાખો. "

ડોશી તો દરવાજે ઉભી ઉભી જ આ પ્રમાણે બોલતી હતી, અને તે બધી હકીકત પુરી થઈ ત્યાં સુધી દરબાર રામસિંહજી તથા રામભાઇ મુગાજ ઉભા રહ્યા.

રાજા તો અત્યારે મોજમજા ઉડાવવામાં પડયો હતો, એને પ્રજાનું દુ:ખ જાણવાની દરકાર નહોતી, એટલે આ ડોશીની ફરિયાદ રાજા પાસે કોઇ પહોંચાડે તેમ નહોતું. તેમ ડોશીને અંદર જવા દે તેમપણ નહોતું.

રામસિંહજી દરબારે ડોશીને ટાઢાં પાડી કહ્યું:—માજી અત્યારે તમે ઘેર જાઓ. અમે તમારૂં દુઃખ અમરસિંહજીને જણાવીશું, અને હવે પછી કોઇ પણ નોકર તમારૂં કે તમારા જેવા બીજા કોઇ ખેડૂતનું નામ નહિં લે એવો બંદોબસ્ત કરતા જઈશું.”

ડોશીને વિદાય કર્યા પછી દરવાન પાસે જઇ કહ્યું કે “ અમરસિંહજીને કહે કે રામપુરથી રામસિંહજી મળવા આવ્યા છે !”

દરવાન ગયો.દરબારના મોજશોખ ભોગવવાના મહેલને સૌ રંગમહેલ કહેતું હતું. અત્યારે એ મહેલ સારંગી, તબલાં અને કોઈ સુદર કંઠના સંગીતના સૂરોથી ગાજી રહ્યો છે.

દરવાને આવી સલામ ભરી કહ્યું કે “ રાજાજી, કહે છે કે આજ ઘડીએ આપ આવો, બહુ મીઠું સંગીત ચાલે છે.”

બંને મહેમાનો ઘોડાં દરવાનને સોંપી મહેલમાં ગયા. **અમરસિંહ** બરાબર દારૂનો નિસ્સો ચડાવી ગુણકાના નાચમાં લીન બની ગયો છે. વાહ ! વાહ ! રંગ છે ! રંગ છે ! એમ શાબાશીના શબ્દો ઘડીએ ઘડીએ કાઢતો જાય છે ને ડોલતો જાય છે. બંને આવેલા મહેમાનોને આંખના ઈસારાથીજ આસન પર બેસાડી દીધા !! વધારે વિવેક કરે તો રંગમાં ભંગ થાય !!

નાચ ગાન પુરાં થયાં ને ગુણકા ગોઠગુભર થઈ બે હાથ જોડી માથું નમાવી બેઠી: રાજાએ હુકમ છોડયો: “ આજના

બે હજાર રૂપિઆ બક્ષિસ; કાલે કચેરી ઉઘડે લઇ જજે. બોલ બીજું કાંઇ ?" "ના, બંદેનવાજ" એમ કહી તે પોતાનાં માણસોને લઇ ચાલી નીકળી.

રામભાઇએ રામસિંહજી સામું જોઈ ઇશારતથી પૂછ્યું કે "જોઇ આ દશા? રાજ્યની પાયમાલી કે બીજું કાંઇ ?"

રામસિંહજીએ અમરને પૂછ્યું: "અમરસિંહજી હવે રામપુર કેમ નથી આવના ?"

તેણે ટુંકો જવાબ દીધો. "કાકા, વખત નથી મળતો." "વારૂ, આ મારી પાસે બેઠેલા છે, તેમને ઓળખો છો ?"

ના, પણ મને લાગે છે કે મારો ભાઈ આવોજ હતો; પણ તે તો કોણ જાણે કયાંઈ રખડતો હશે, કેમકે અહીંથી તેને ભિખારી હાલતમાં કાઢ્યો છે."

દરબાર પ્રતાપ સામું જોઈ હસ્યા, પ્રતાપ પણ હસ્યો.

પ્રતાપથી હવે ન રહેવાયું. તે બોલ્યો: "ભાઇ ! આ તારો ભાઇ, જે ભિખારી હતો તે હું જ.

"તારી આવી દશા જોઈ રામસિંહજી મહારાજને લઇ આજે તને સમજાવવા આવ્યો છું."

"પિતાએ તને આટલા માટેજ રાજ્યનો ધણી બનાવ્યો છે.? તારા નોકરો રાજ્યમાં કેવા જુલમો ગુજારે છે ? પ્રજા કેવી દુઃખી થાય છે; એની સંભાળ લઈ રાજ્ય વધારવાનું પડયું મૂકી આવા મોજશોખ કરીશ તો તો થોડા જ વખતમાં

તું રાજા મટી ભિખારી થઈ જવાનો. હજારો રૂપિઆ નાચ ગાનમાં ઉડાવી દઇ ગરીબડી પ્રજાને વધારે ને વધારે દુઃખી કરીને કાંઈ રાજ્ય ન ચલાવાય. ”

અમરનો ક્રોધ વધી ગયો; તે લાલચોળ બની ગયો. “ અરે તું કોણ મને સમજાવનાર ? ભિખારીના નસીબમાં આ સુખ કયાંથી હોય ? રાજ્ય કેમ ચાલે એની તને શી ખબર હોય ? તું તો જ્યાં ત્યાં રખડી ખા, અહીં ડહાપણ કરવા તને કોણે બોલાવ્યો છે ? આ દરબાર સાથે ન હોત તો તને કયારનો પકડાવી જેલ ભેગો કર્યો હોત. ”

“ અરે હજી કહું છું કે માન, નહિ તો તારી ખરાબી થઈ જશે. નકામું થુંક શા માટે ઉડાડે છે ? કેટલાંય વર્ષો સુધી રાજ્યના કાયદા ભણ્યો; એ બધાને શું ધોઇ પીવાના ! નીચે જઇને સાંભળતો ખરો કે; પ્રજા કેવા કેવા પોકારો કરી રહી છે; ને તારા અધિકારીઓ કેવા કેવા જુલમો કરી રહ્યા છે. ભાઈ! આંખો ખોલ, કેફ છોડય અને પ્રજાની સામું જો. ”

“ મને ફાવશે એમ કરીશ. તારે વચ્ચે બોલવાની બીલકુલ જરૂર નથી. ”

“ શું બીલકુલ જરૂર નથી ? હું જ તને બતાવી આપીશ કે વગર મહેનતે રાજ્ય કેમ ભોગવાય છે ? મારે હવે તારી સામે લડીને જ તારૂં રાજ્ય લેવું છે. તારામાં હોય એટલું

પાણી વાપરજે. મારી ખાતર નહિ, પણ પ્રજાની ખાતર તારી પાસેથી આ રાજ્ય છોડાવીશ, ત્યારે જ તને ખબર પડશે.

રામસિંહજીએ અમરને સમજાવવા બહુ બહુ યત્નો કર્યા પણ એ સઘળા નકામા ગયા. પત્થર ઉપર પાણી ઢોળ્યા બરાબર થયું. મોજશોખ છોડવો એ અમરને મન ઘણુંજ આકરૂં હતું. તેણે એમ કહ્યુ કે "જો પરમેશ્વરનીજ મરજી એમ હોત કે મારે આવો શોખ ન કરવો; તો મારો જન્મ એક ભિખારીને ત્યાંજ કરત; મળેલ વસ્તુનો ઉપયોગ ન કરવો એ તો કેવળ મૂર્ખતા જ છે; માટે મારે એવી મૂર્ખતા જોઇતી નથી."

"ઠીક ત્યારે લડાઇની તૈયારી કરજે" એમ કહી બંને જણા ત્યાંથી ઉઠયા; અને ઘોડેસ્વાર થઇ રામપુર તરફ ચાલી નીકળ્યા.

આઠેક દિવસ થયા ત્યાં રામપુરની ફોજે રત્નપુરને પાદરે આવી મુકામ કર્યો. ડંકા નિશાન થવા લાગ્યાં આ બાજુ અમરસિંહની તો કોઈ જાતની તૈયારી હતીજ નહિ. રામસિંહજી તથા પ્રતાપે તેને કહેવરાવ્યું કે "તૈયાર થઇ લડવા આવ્ય, અથવા રાજ્ય અમને સોંપી અમે કહીએ તે પ્રમાણે રહેવા કબુલ થા."

અમરથી રાજ્ય અને મોજશોખ છોડાય તેમ નહોતું, તેમ લશ્કર તૈયાર કર્યું નહોતું. ખાવા માટે તૈયાર હતું, પણ

લડવા માટે કોઈ એમ નહોતું કહેતું કે ચાલો અમે તૈયાર છીએ. છતાંય એક વાત તો કરવીજ જોઇએ; એટલે અમરસિંહે થોડું લશ્કર તૈયાર કર્યું અને સામો લડવા ગયો.

રામસિંહજીએ જણાવ્યું કે "લશ્કરનું કોઈનું કામ નથી; કારણકે લશ્કરના માણસો તો કોઈપણ જાતના વાંક વગરના છે; તે તો આપણે જે પ્રમાણે કહીએ તે પ્રમાણે કરે છે; માટે આ લડાઈમાં તેમને ઉતરવા દેવાના નથી. છતાંય તમારા લશ્કરમાંના જેટલા મરવા તૈયાર થતા હોય તેટલાજ આ લશ્કરમાંથી પ્રતાપની મદદે ઉતરશે; બાકી હું તો એકેય પક્ષમાં નહિ રહું; કેમકે મને પ્રતાપના બળની ખબર છે. એ એકલો તમને પહોચી વળે એવો છે."

અમરસિંહે પોતાના લશ્કરમાં બધાંના વિચારો જાણી લીધા. કોઈએ કાંઈ તો કોઈએ કાંઈ કારણો બતાવવા માંડયાં. તેથી તથા લડાઈમાં બહાદુર હોવાનુ પોતાને અભિમાન હોવાથી બધા લશ્કરને એક બાજુ કરી પોતે એકલોજ પ્રતાપની સાથે લડાઈમાં ઉતર્યો.

પ્રતાપે ઘણીવાર સુધી અમરને હંફાવ્યો, ને પછી તેને એક તીરથી હેઠો પાડયો. છાતી ઉપર જઈ ચડી બેઠો. પછી પૂછ્યું "બોલ, હવે તારો ગર્વ ગયો કે છે?" અમર કહે કે "તું કહે તેમ, મને બચાવી લે" જેણે મોજશોખ ભોગવેલા હોય તેનું મન બહુ પોચું હોય; તેનામાં હિંમત કે બહા-

દુરી ન હોય. તેમ દુઃખ ખમવાની તાકાત પણ ન હોય. એટલે પ્રતાપ અમર ઉપર સહેલાઇથી જય મેળવી શકયો.

પ્રતાપ રાજા થયો. રામપુરના જેવાજ અહિંના રાજ્યમાં પણ કાયદા ઘડયા. જુલમી અધિકારીઓમાં સુધર્યા એટલાને સુધાર્યા ને બાકીનાને રજા આપી. આ રીતે પોતાના પિતા કરતાં પણ વધારે સારૂં રાજ્ય બનાવ્યું. થોડાજ વખતમાં રાજ્યમાં બધે શાંતિ ફેલાઈ ગઈ. લોકો પ્રતાપનાં વખાણ કરવા લાગ્યા તથા તે લાંબો વખત રાજ્ય કરે એવી પરમેશ્વર પાસે પ્રાર્થના કરવા લાગ્યા.

**પ્રતાપે** પોતાના ભાઇ **અમરને** પોતાની પાસે રાખ્યો; પણ પહેલાનો મોજશોખ ભોગવવાની બંધી કરી હતી. **અમરને** મોજશોખ છોડવો ગમતો નહોતો, પણ ભાઇનો સખત હુકમ હતો કે "હું જેટલું વાપરવા આપું તેટલુંજ વાપરવું, તથા કોઈ પણ જાતના મોજશોખમાં પૈસા ઉડાવવા નહિ." **અમર** રાજા મટી ગયો હતો; તેથી પોતાની મરજી પ્રમાણે કાંઇપણ રકમ વાપરી શકે તેમ નહોતો. વળી ભાઇની સામો થઈ જાય તો ભિખારી હાલતમાં રાજ્ય છોડી જવું પડે તેમ હતું. ભાઈએ પોતાના સુખને માટે કાંઇ રાજ્ય લીધું નહોતું; એણે તો પ્રજાના સુખને માટે રાજ્ય લીધું હતું એ **અમર** હવે સમજ્યો હતો.

**અમર** ઉપર **પ્રતાપને** કોઇપણ જાતનું વેર નહોતું.

કેમકે લડાઇમાં અમરને ઈજા થઈ હતી; તેની પુરતી સારવાર પ્રતાપે જાતે જ કરી હતી.

ભાઇની સારી શિખામણથી, ભાઈની સાથે જુદાં જુદાં રાજ્યોમાં ફરવાથી, તથા ભાઇને થએલા પોતાના અનુભવની વાતો સાંભળવાથી અમરને રાજ્યના નોકરોના જુલમો તથા પ્રજાનાં દુઃખોનું બરાબર ભાન થઇ ગયું.

આથી કેટલાંક વર્ષે અમરના બધા જ વિચારો બદલાઈ ગયા. તેને લોકોની દયા આવવા લાગી. સર્વ મનુષ્યોને પરમેશ્વરે બનાવ્યાં છે. તેથી કોઇને પણ દુઃખી કરનાનો કે દુઃખમાં રહેવા દેવાનો આપણો હક નથી એમ તેને લાગવા માંડયું.

આથી તે બહુ સાદાઈથી રહેવા લાગ્યો. પ્રતાપસિંહે પોતાના ભાઇને અર્ધું રાજ્ય આપ્યું. બંને ભાઇઓ બધાં રાજ્યોમાં શ્રેષ્ઠ રાજા ગણાવા લાગ્યા.



# ઘેલા કાકા.*

ઘેલા કાકાની બહાદૂરીનાં જો કોઇ વખાણ કરે તો તેઓ ગજ ગજ કૂદવા મંડી જતા.

એ એવાતો બહાદૂર હતા કે અમારા ગામથી ૩૦ ગાઉ દૂર ધ્રાંગધ્રામાં તોપો ફુટતી ત્યારે તેઓ પોતાના ઘરના છેલ્લા ઓરડામાં ઉઘાડે બરડે બેઠા બેઠા "પાંચ દૂ બાર, સાત દૂ સતર, આઠ દૂ દસ" એવી અટપટી ગણતરીઓ ગણતા. તેઓ કહેતા કે "બીજો હોય તો અત્યારે કયારનોય બી ગયો હોય ને ભોયમાં પેસી ગયો હોય; પણ મને તો બીક જ નહિ. કેવા હિસાબો ગણી કાઢું છું?"

નાના હતા ત્યારે એક વખત નાતમાં જમવા બેઠા હતા. રસોઇ પીરસાતી હતી તેવામાં પાતળ ઉપર એક કીડી ચઢી. કાકો તેના સામું જોઇ વિચારમાં લીન થઈ

*લાંબા વાચનથી કંટાળી ગએલા મગજને બે ઘડી આનંદ પણ આપવો જોઇએ. આપણે હંમેશા મૂર્ખાની વાતો વધારે રસથી બીજાને કહીએ છીએ તથા સાભળીએ છીએ; માટે આ વાર્તા પણ બે ઘડી થાકેલા મગજને આનંદ આપશે; એમ ધારી અહીં મૂકી છે.

આ વાર્તાનો મુખ્ય અર્થ ગમ્મત આપવી એજ છે. ઘેલા કાકાની શિખામણ કે શોધોનો ઉપયોગ કરવાની જરૂર નથી. લેખક.

ગયા. મનમાં વિચાર ગોઠવવા લાગ્યા "હાથી હશે? ગાય હશે? બળદ હશે? એમ ઘણા ઘણા વિચારો ગોઠવ્યા ને ફેરવ્યા પણ એકેય બંધ બેસતો આવ્યો નહિ, ત્યાં નામ યાદ આવી ગયું, ને તે એકદમ પાતળ ઉપરથી બે હાથ દૂર કૂદકો મારી ઉભા રહ્યા, ને ધડકતી છાતીએ બૂમ પાડી કે 'એ બાપા ડેયકો.' બધા ઉભા થઇ ગયા. "શું છે ઘેલા", "શું છે ઘેલા?" એમ કરતાં તેની પાસે એકઠા થઇ ગયા. ઘેલા કાકાનો તો શ્વાસ પણ માય નહિ. "ડેઇકો છે ડેઇકો" બાપાએ પૂછ્યું કે છે કયાં? બતાવતો ખરો. "એ'યો" એમ કહી પાતળ તરફ આંગળી કરી. પાતળ સામું જોઇને બાપાએ તેમને ટાઢા પાડયા. અરે. એ તો કીડી છે, દેડકો નથી. એમાં બીએ છે શાનો!" "હે' બાપા, કીડીઇ....મેં જાણ્યું કે ડેયકો છે. ફઇ કેતાં'તાં કે ડેયકાને ન અડાય એ મૂતરી જાય તો ખસ થાય. તેમાં હું તો ઉભો થઇ ગયો."

આતો એમના નાનપણની વાત. પણ મોટા થયા તોય દેડકાને દેખે તો મોટી મોટી ફલાંગો ભરી કયાંઇના કયાંઇ નાસી જાય. ચોમાસામાં શેરીનાં છોકરાં કાકાને દેડકો હાથમાં લઇ સતાવે ત્યારે દેખાવ જોવા જેવો થતો. તેઓ દેડકાથી ચોકખા બીતા હતા, છતાંય એમને જો કોઇ બીકણ કહે તો તેઓ જણાવી દેતા કે "દેડકાને અડવામાં પાપ છે, અધર્મ છે."

મોટા થયા પછી એક વખત દૂધપાકની જમણવારમાં જમવા ગયા હતા. કાકો તો ખાસું ત્રણ શેરનું તાંસળું લઈને ગએલા. જમણવારમાં જમનારે રસોઇનાં જમાડનારને મોંએ વખાણ કરવાં જોઇએ; એવી એમની નાતમાં રીત હતી. કોઈ વખત ઘેલા કાકાનો વખાણ કરવાનો વારો આવતો નહિ, એ એમને લાગી આવતું એટલે આ વખતે તો ગમે તેમ થાય પણ રસોઈ પિરસાતી હોય ત્યાંજ વખાણ કરવાં મંડી જવાં એવો તેમણે નિશ્ચય કરી રાખ્યો હતો. તેમની તાંસળીમાં દૂધપાક સાથે એક કાળી વસ્તુ ડબ દઇને પડી. કાકાએ પોતાની બાડી આંખે થાય તેટલી બારીક તપાસ કરી, પછી બોલ્યા (સામા બેઠેલના સામું જોઇ) અલ્યા, ઈશ્વરીયા, કાંઇ મારા બેટા શંકરીઆની છદ્ધા, જોતો ખરો દૂડપાક તોતમે (કોકમે) વઘાર્યો છે!! બાજુમા બેઠેલા તેમના કાકાએ ડોળા કાઢયા એટલે ઘેલા કાકાના વખાણ વધારે લંબાઇ શકયાં નહિ. એ કાળું કોકમ છે કે કોયલો એનો વિચાર કરવા જેટલી મહેનત લે એવા કાકા નહોતા. બીજા ગમે તેમ કહે પણ આજ એમને દૂધપાકમાં ખૂબ સ્વાદ પડયો, તેથી પીરસનારનો એક આંટો પુરો થતાંજ કાકાનું તાંસળું ખાલી થવા લાગ્યું. એટલે ત્રણચાર તાંસળાં ઘણા આરામ સાથે ખાઇ ઘેર જઇ શકયા.

ઘેલા કાકો ઉદ્યોગી તો બહુ હતા. એમના વિચારો તો

થોડે પૈસે સારો ઉદ્યોગ ચાલે એવા ધંધા શોધી કાઢવાના હતા, અને શોધતાય ખરા.

રેતીમાંથી સાબુ બનાવવાનો, રેતીને દળાવી ઝીણી કરી તેનાં ઘર બંધાવવાનો, આરસના ભુકાને દળાવી તેના લોટના રોટલા બનાવવાનો વગેરે ધંધા શોધી કાઢયા હતા, પણ લોકો તે ધંધા કરવા ખુશી નહોતા. આપતે પૈસે મજુરી કરવા આવતા નહોતા. કાકો કહે " હું રાજા હોઉં તો વગર પૈસે લોકોની પાસે રાત દહાડો મહેનત કરાવું. મારા ધંધામાં ફતેહ મેળવી બધા દેશોમાં જાણીતો થાઉં. શું વિલાયતના લોકો જ નવા ઉદ્યોગો શોધી કાઢે ને આપણે એમને એમ જ બેસી રહીએ ? પણ શું કરૂં મારૂં રાજ્ય નથી. ડંડા ચલાવતાં તોફાન થાય ને કદાચ હું મરી જાઉં તો મારા નવા નવા ઉદ્યોગ અંધારામાંજ રહી જાય એટલે એમ પણ થતું નથી. "

એમની છેવટની શોધ મૂળાના કાંદાને કાપી, પાણીમાં પલાળી રાખી ઘી બનાવવાની હતી. એ ઘી સસ્તે ભાવે વેચવાનો વિચાર હતો. પાસે પૈસા નહોતા, ડોસો આપે તેમ નહોતા અને વાડીવાળો મફત મૂળા આપવાની ચોકખી નાજ પાડતો. એટલે એમની એ શોધ અમલમાં મૂકવાનો વખત જ ન આવ્યો.

ઘેલા કાકાના બાપ પ્રખ્યાત વૈદ હતા. બાપે છોકરાને ઘણી ઘણી દવાઓ ખવરાવી પણ તેની કંઇ અસર ન થઇ.

ગામમાં કોઇપણ નવી વસ્તુ વેચાવા આવે તો પ્રથમ ઘેલો કાકો ત્યાં પહોંચે ને તેમાંથી પોતાનો ભાગ પડાવે ત્યારે જ રહે.

હવે એક વખત એવું બન્યું કે ગામમાં એક અજાણ્યો માણસ એકો ભરીને જામફળ વેચવા આવ્યો. કાકો ત્યાં પહોંચ્યા; અને જામફળ માગ્યું. વેચનારે પૈસા અગર દાણા લાવવા કહ્યું. કાકો ત્યાંથી ખસ્યા નહિ; ને હઠ કરી પણ પેલાએ માન્યું નહિ. કાકો તો "જામફળ લીધા સિવાય ઘેર નજવું" એવી હઠ લઈ થોડે દૂર જઇ બેઠા.

જે જે ઘરાક આવે તેને સમજાવી સમજાવી અડધેથી પાછાં વાળવા માંડયાં. " જામફળ છેક કાચાં છે, ખાશો નહિ, ખાશો ને માંદા પડશો તો પછી દવા નહિ મળે. હું મારા બાપાને કહી દઇશ કે આમણે ખાટાં જામફળ ખાધાં છે. દવા કંઈ મફત થાય છે ? " વૈદ્યના દીકરાના ડાહ્યા ડાહ્યા શબ્દો સાંભળી ઘરાકો અડધેથીજ ઘર તરફ વળી જતાં.

અર્ધો કલાક સુધી કોઈ ઘરાક ન આવ્યું એટલે વેચનારો ગભરાયો, ને આઘો જઈ તપાસ કરે છે તો તેને ઘેલા કાકાના પરાક્રમની ખબર પડી. તે કાકા પર ક્રોધે ભરાયો ને તેમની પાસે જઈ કહેવા લાગ્યો કે " અહીંથી ઘેર જાય છે કે માર ખાવો છે ? " કાકો કાંઈ એમ બી જાય તેવા નહોતા. તેમણે સામા ડોળા ફાડી પેલાને દબાવવા માંડયો.

"સાલા, મને ઓળખતો નથી? હું કોણ? આખા ગામનો કાકો. હમણાંજ મુખીને જઇને કહી દઇશ કે આ બધાને માંદા પાડવા અહીં આવ્યો છે. જો કીધું તો પછી તારે દંડ ભરીનેજ જવું પડશે. માટે જામફળ વેચવાં હોય તો મને રાજી કર." એટલામાં ત્યાં એક પટેલ આવી ચડયા તેમણે બંનેને ટાઢા પાડયા. પેલા વેચનારાના કાનમાં કાંઇક કહ્યું એટલે તેણે એક જામફળ ઘેલા કાકાને કાઢી આપ્યું. ને કહ્યું કે "જા. બ્રાહ્મણ છું એમ જાણી આપું છું ને જવા દઉં છું નહિ તો માર્યા વિના ન જવા દેત. હવે અહિં ઉભો રહીશ નહિ ને 'સારાં છે' એમ સાને કહેજે."

"કેવી મારી બીક લાગી? ગમે એમ પણ જામફળ લીધું ને?" એમ કહેતા કહેતા ખુશી થતા થતા કાકો બીજી બાજુ ચાલ્યા ગયા.

અત્યારે ઘેલા કાકાના મરણને દસકો વર્ષ થઇ જવા આવ્યાં છે; પરંતુ જ્યારે જ્યારે એમનાં પરાક્રમો સંભારીએ છીએ ત્યારે ત્યારે એમ થાય છે કે "ઘેલો કાકો હજી પણ જીવતા હોત તો કેવું સારૂં? કેટલી નવી શોધખોળો કરી હોત? એમની શોધખોળ એ અમારે મન આનંદની વાત હતી,"

પ્રભુ અમને ઘેલા કાકા જેવા કાકા જનમો જનમ આપજે કે જેથી અમને હમેશાં આનંદ મળ્યા કરે.



# મોહનની બડાઈ.



મોહન નામે એક છોકરો હતો. તેને નાનપણથી જ એવી ટેવ પડી હતી કે કોઈની શિખામણ માનતોજ નહિ.

નિશાળમાં જાય (બાપાના મારની બીકથી) પણ માસ્તર જે શિખવે તેમાં ધ્યાન આપે નહિ, ઘેરથી લેસન લખી લાવવાનું કહે તો લખી લાવે નહિ, સજા કરવા ઉભો કરવામાં આવે તો માર્યા પહેલાંજ બરાડા પાડવા મંડી જાય; તેથી નિશાળની પાડોશના લોકો ભેગા થઈ જાય, અને મોહનને મારવા દે નહિ. આથી તેને માસ્તર લેસન ન લાવે તોય ફજેતાની બીકે ઉભોજ કરે નહિ. આ ટેવથી તે તદ્દન ઠોઠ રહ્યો.

તેને જો વાતો કરવા બેસાડો તો તેની બહાદુરી તથા બડાઇનો છેડોજ ન આવે; પણ જો કાંઈ કામ બતાવો તો ચોકખી ના જ સંભળાવી દે.

મોટો થતો ગયો તેમ તેમ તેની અવળાઇની ટેવ વધતી ગઇ.

નુકસાન થાય એવાં કામ કરવાની કોઈ ના પાડે તો તે કામ તે જરૂર કરતો. ઘરનાં બધાં માણુસો તેનાથી કંટાળી ગયાં હતાં. તેની અવળાઈ તથા અભિમાનની ટેવ કોઈ

છોડાવી શકતું નહિ. કેમકે કોઈની શિખામણ તે માનતો નહિ. સૌની સામો થઈ જતો; ને મારે તો માથી કરતાં બમણો ફજેતો કરી મૂકે.

એક વખત તેને ઘેર એક જાણીતો મે'માન આવ્યો. તેનું કહ્યું પણ મોહને કર્યું નહિ.

મે'માને કહ્યું:—મોહન ! અહીંથી થોડે દૂર ઝાડી–બાવળીયાની કાંટ વગેરે છે, એ તો તેં સાંભળ્યું છે ના ? ત્યાં એકલા ન જવું હો, મોટા મોટા નાર (૧૩) ત્યાં તો રહે છે, તે ફાડી ખાય.

મોહન—અરે એ કુતરાના તે શા ભાર ? હું કાંઇ એ નારબારથી બીવાનો નહિ. હાથમાં મજબુત કડીઆળી ડાંગ (લાકડી) હોય તો પછી નારનું શું ચાલવાનું હતું ? તમને અત્યારેજ તેનું પારખું કરાવી દઉં.

એમ કહી એક મજબુત લાકડી લઈ મોહન જંગલ તરફ ઉપડયો. મેમાન પણ પછવાડે પછવાડે ગયો. તે ઝાડીમાં એક ઉંચા ઝાડપર ચડી મોહનની બહાદૂરી જોવા લાગ્યો.

મોહન ઝાડીમાં પહોંચ્યો, ત્યાં દૂર કાંટમાં મોટામોટા ત્રણ નારને બેઠેલા દીઠા. તેને એમ થયું કે 'સાલું હું તો મશ્કરી ધારતો હતો; તેથી મારી બહાદૂરીની વાત હાંકતો હતો, પણ આતો બે ચાર નાર છે. હવે મારાથી કેમ બચાશે?" આમ વિચાર ચલાવે છે ત્યાં એક નાર ઉભો થયો; ને

બીજાએ તેની સામું જોયું. આથી તે ખૂબ ધ્રૂજવા લાગ્યો ને પોકેપોકે રડવા લાગ્યો.

પેલા ઝાડપર ચડેલા મે'માને મોહનને બહુજ ગભરાએલો જોયો, ત્યારે બૂમ મારી ઝાડપર ચડી જવાની યુક્તિ બતાવી. આમ કરવાથી તે વરૂ (નાશ) ના પંજામાંથી બચી ગયો. વરૂઓ તો બીજી બાજુ બકરાનું ટોળું દેખવાથી તે બાજુ દોડી ગયા હતા, પણ મોહનની ઝાડેથી ઉતરવાની હિંમત ચાલતી નહોતી.

મે'માન—કેમ મોહનભાઇ ! કયાં ગઇ તમારી બહાદુરી ? કોઈનું કહ્યું ન કરીએ તો કોઇક તો આપણને પણ હેરાન કરનારો મળે. માટે કોઇની સાથે અવળાઇ ન ચલાવવી, તેમ ખોટી બડાઇ ન મારવી.

તે દિવસે મોહન બરાબર સમજ્યો. બધી ટેવ ભૂલી ગયો. ને જીવ્યો ત્યાં સુધી પેલા મે'માનનો ઉપકાર ન ભૂલ્યો.



# સ્વયંસેવક મંડળ.



મોહનપુર નામે એક નાનું સરખું શહેર હતું. તેમાં બે ગુજરાતી, તથા એક ચાર ધોરણ સુધીની અંગ્રેજી, એમ ત્રણ નિશાળો હતી.

અંગ્રેજી નિશાળના હેડમાસ્તર તથા ગુજરાતી નિશાળના શિક્ષકોને સારો સ્નેહ હતો. તેમના વિચારો એક બીજાને મળતા આવતા હતા.

તેઓ પોતાના વિદ્યાર્થીઓને ગોખણીઆ બનાવવાથી ખુશી થતા નહોતા. તેઓ તો એમ માનતા કે "અમારા વિદ્યાર્થીઓ આગળ જતાં પોતાને જરૂરનાં કામો પોતાની જાતે કરી લે તેવા મહેનતુ થાય, પોતાના ગામની ગંદકી દૂર કરે, માંદગીના કે આગના અથવા એવા બીજા કોઇ અણધાર્યા બનાવ વખતે બધા સંપસંપી એકબીજાને મદદકર્તા થાય તથા જરા જરા બાબતમાં મિજાજ ખોઇ બેસી લડી પડવાની ટેવ છોડી સૌ સલાહ સંપથી રહેતાં શીખે."

એ શિક્ષકોના મંડળમાં આવા આવા વિચારો ચાલતા અને તેથી તેઓ પોતાના વિદ્યાર્થીઓને તેવા બનાવવા દેશ-દેશના મહાન પુરૂષોના દાખલા આપી શિખામણો આપતા.

સાચા દિલથી આપેલ શિખામણ શી અસર નથી કરતી?

શિક્ષકો બદલાવા લાગ્યા, પણ એમણે રોપેલાં સલાહ સંપ અને સેવાનાં બીજ વધવા લાગ્યાં. વિદ્યાર્થીઓએ અભ્યાસ પુરો કરી શાળાઓ છોડવા માંડી; પણ એમનાં અંતરમાં વવાએલી સેવાની લાગણી વધવા લાગી.

જુદી જુદી જાતના જુવાન વિદ્યાર્થીઓએ એકઠા મળી એક મંડળ બનાવ્યું. એ મંડળનું નામ **સ્વયંસેવક મંડળ** રાખ્યુ.

શરૂઆતમાં તો એ મંડળમાં ભણી ઉતરેલા મોટી ઉંમરના વિદ્યાર્થીઓ જ ભળ્યા. પછીથી તો તેમનાં કામ તથા ઉપદેશથી બીજા અભણ જુવાનો પણ તેમાં દાખલ થયા.

એ મંડળમાંથી એક બે જણાએ વૈદકનો અભ્યાસ કર્યો; એક બે જણાએ, કોઇને કંઈ કરડયું હોય, કોઇને વાગ્યું હોય, કોઈ બેભાન થઇ ગયું હોય, કોઇ ડૂબી ગયું હોય, કે કોઈ દાઝી ગયું હોય તો તેને શી મદદ કરવી તેનું જ્ઞાન મેળવવા “ અકસ્માતમાં તાત્કાળિક મદદ ” એ વિષયનો ડાકટર પાસે જઈ અભ્યાસ કરવા માંડયો (આ અભ્યાસ ફુરસદ મળે ત્યારે ને ઘેર બેઠા પણ કરી શકાતો.) તેની પરીક્ષા આપી સર્ટિફીકેટ પણ મેળવ્યાં.

બધાય તરતાં શીખી ગયા.

એ મંડળે લોકોને સમજાવી ગંદા મટી ચોકખા રહેવા સમજાવ્યું. રસ્તાઓ તથા ઘરોમાં સ્વચ્છતા રખાવવા

માંડી. કોઈ કોઇ સ્થળે તો તેઓ જાતે પણ સ્વચ્છ કરી લેતા. મંડળનો એકપણ જુવાન કોઈની સાથે બોલવામાં વિવેક ને મિઠાશ છોડતો નહિ.

એ મંડળને લીધે તે શહેરના લોકો પોતાનાં બાળકોને જાત જાતની કેળવણી આપવા લાગ્યાં, વધારે કેળવણી લેવા તથા હુન્નર ઉદ્યોગ શીખવા બહારગામ પણ મોકલવા લાગ્યા; તથા નવરાશનો વખત ગમે તેવાં ગપ્પાં મારવામાં નહિ કાઢતાં સારાં સારાં પુસ્તકો વાંચવામાં કાઢવા લાગ્યા. દેશાવરની ખબરો જાણવા છાપાં પણ વાંચવા માંડયા, પરિણામ એ થયું કે એક બીજાને મદદ કરતાં શીખ્યા. એ રીતે સંપનું બળ વધ્યું.

એ સ્વયંસેવક મંડળે લોકોની જાત જાતની સેવા કરવા માંડી. એમનાં બે ચાર કામો તો ખાસ ધ્યાન ખેંચે એવાં છે

એક વખત દુકાળ પડયો. ખાવા ધાન્ય મળે પણ પીવા પાણી નમળે. મંડળે મહેનત કરી પૈસા ભેગા કરી તથા મજુરોને સમજાવી ખાવા જેટલા પૈસા આપી ( થોડી મજુરી આપી ) બે ત્રણ કૂવા ગળાવ્યા. કૂવા તળાવમાં ગળાવેલા હોવાથી પીવા જેવું ને પુરતું મીઠું પાણી નીકળ્યું. આમ ન કર્યું હોત તો માણસ અને ઢોર બંનેનો મરો હતો. ધણી વગરનાં ઢોર એકઠાં કરી તેમના ઘાસચારા તથા પાણીનો બંદોબસ્ત કર્યો.

એક વખત એક શેઠનો એકનો એક જુવાન દીકરો નદીના પૂરમાં ઘસડાયો. કાંઠે બૂમરાણ થઈ રહ્યું. એવામાં બે સ્વયંસેવકો દોડી આવ્યા. તેઓ તરવામાં હોશિઆર હતા; તેમણે પોતાના જીવની પણ દરકાર ન કરતાં એકદમ પૂરમાં પડતાં મૂકયાં; અને ઘણીજ ઝડપથી તરી પેલા તણાતા છોકરાને ઝાલી લીધો. બંનેએ એકેકે હાથે ઝાલી છૂટા રહેલા હાથ અને પગની મદદથી તરી પ્રવાહની દિશામાં ને દિશામાં ત્રાંસા ત્રાંસા તરવા માંડયું, ને એમ કરતાં ઘણે છેટે જતાં તેઓ કિનારે નીકળ્યા. આ વખતે તે છોકરો તદ્દન મડદા જેવોજ લાગતો હતો; પણ "તાત્કાળિક મદદ"નું જાણનારા સ્વયંસેવકો આવી પહોંચ્યા; અને શ્વાસ ચાલતો કરવાના ઉપાયો કર્યાં, થોડી વાર પછી તેનું બધું પીધેલું પાણી નીકળી ગયું, ને ભાન આવવા લાગ્યું. સ્વયંસેવકોએ બદલામાં શેઠ પાસે ગરીબો માટે સસ્તા અનાજની દુકાન ખોલાવી.

એક વખત એક કણબીની પુળા ભરેલી વખારમાં આગ લાગી. તેને લગતાં ચારે બાજુએ ઘરો હતાં. તેથી થોડીવારમાં તે બધાનો નાશ થઈ જાય તેમ હતું આવે વખતે ગામના લોકો ઘણે ઠેકાણે એકઠા થઇ જાય છે. પણ તેમાં કામ કરનાર ઘણા થોડા જ હોય છે બાકી બીજા તો કોલાહલ કરી મૂકી સૌને ગભરાવી મૂકે છે.

આગ લાગી જાણતાંજ એક સ્વયંસેવક ઢોલ લેવા

દોડયો. ને જાતેજ બુંગીઓ વગાડવા મંડીપડયો. અર્ધી રાત જવા આવેલ એટલે ગામના લોકો ઘસઘસાટ ઉંઘમાં પડયા હતા. બુંગીઓ સાંભળતાં જ સૌ એકઠા થઇ ગયા. સ્વયંસેવકો પાણીનાં બેડાં લઇ લઈને દોડયા આવ્યા, ને પાણી છાંટવા માંડયું; આડોસી પાડોસીનાં પાણીઆરાં પણ ખાલી થવા આવ્યાં. પણ એમ કાંઇ આગ બુઝાય? કુંભારવાડામાંથી વધારે માટલાં લાવી સ્વયંસેવકોએ તળાવમાંથી આગની જગા સુધી પાણી વહેનારની હાર ગોઠવી દીધી ને ઉપરા ઉપર પાણી રેડવા માંડયું. કેટલાક સ્વયંસેવકો તથા બીજા લોકો બાજુના છાપરાંપર ચડી સળગતા ઘરના કાટમાળને અંદર તોડી પાડવા લાગ્યા. આવી રીતે વ્યવસ્થાથી કામ થવાથી બહુ શાંતિથી કામ થતું હતું. થોડા વખતમાં આગ બંધ થઇ ગઇ. આથી વિશેષ કાંઇપણ નુકસાન થવા પામ્યું નહિ. નહિ તો કોણ જાણે કેટલાંય ઘર સળગી જાત! કોઢોમાં પુરેલાં ઢોરોનો પણ નાશ થાત. જો કે આગ ઓલવવાના પ્રયત્નો તો તો સૌ કરેજ; પણ વ્યવસ્થા અને સંપ વિના જે પ્રયત્ન થાય તેમાં વાર બહુ થાય, અને તેને પરિણામે નુકસાન પણ વધારે થાય.

આવાં તો અનેક કામ તે મંડળ કરતું. આથી તે શહેર ઘણું સુખી, સંપીલું ને વેપારઉદ્યોગમાં ચડિયાતું થયું હતું.

મંડળનાં ભાષણોને લીધે તથા જાદુઇ ફાનસોના દેખાવોને લીધે હલકી વર્ણના લોકો દારૂ પીતા અટકયા હતા, તથા બીજાં વ્યસનો પણ ઓછાં થયાં હતાં.

લોકોને ઢોર ઉછેરવાના નવાં ઝાડો ઉછેરવાના તથા અનાજ સંઘરવાના ફાયદા પણ મંડળના સ્વયંસેવકો સમજાવતા હતા.

આ મંડળની કયાંઇ ઓફિસ નહોતી, તેમ કોઈ જાતનો હિસાબ રાખવાનો પણ નહોતો. સૌ સૌના ઘરનું હંમેશનું કામકાજ કર્યે જતા, ને લોકસેવાનાં કામ પણ કરતા. કોઇ દુઃખી થતું હોય, તેને કોઈની પણ મદદ ન મળતી હોય તો તેવે વખતે તેઓ પોતાનું કામ પડતું મૂકીને પણ તેને જોઈતી મદદ કરતા.

આપણે, દેશની ચડતી થાય તો સારૂં એવી વાતો કર્યા કરીએ પણ તેથી કાંઇ ચડતી થઇ જાય? આપણે આપણીજ ચડતી કરવા કંઈપણ ન કરીએ તો દેશની ચડતી શી રીતે થાય? પહેલાં ગામની સ્થિતિ સુધરે; એટલે કે ગામના લોકો સુધરે, એટલે પછી તેઓ દેશના ભલામાં સમજી શકે; ને પોતાનાથી બનતી મદદ કરે.

"સેવા એજ મોટો ધર્મ છે"



## સંવાદ વિભાગ.

# સત્યને ખાતર.



સિપાઇઓ (હર્ષ અને આશ્ચર્યથી મનમાં)—આખી રાત અને દિવસની મહેનત અંતે લેખે તો લાગી. જુઓ તો ખરા; ખૂની ખૂન કરી માથું પાસે મૂકી કેવો નિરાંતે ઊંઘે છે! કેટલો બહાદુર લાગે છે! પકડો; મારો; બાંધો. ચાલો આજે ખૂનીને સોંપી રાજાસાહેબ પાસેથી ઇનામ મેળવીએ.

સિપાઇ—(સૂતેલ માણસનું કાંડું પકડી) અરે ઓ બેવકુફ! નાદાર, ચલ ઉઠ. આજ તારા પાપનો ઘડો ભરાઈ ગયો છે. ખૂન કરી આટલે દૂર માથું લઈ ચાલ્યોઆવ્યો, એટલે શું તું ભય વિનાનો થઇ ગયો હતો? નહિ; આજ આ રાજ્યના સિપાઇઓએ તારી બરાબર સંભાળ લીધી છે.

પેલો માણસ—ભાઇ સાહેબ! હું તો ગરીબ મુસાફર છું. મને શા માટે પકડો છો? બાપજી....રે........માર નથી ખમાતો.

૧ લો સિપાઈ—કેવો અજાણ્યો થઇ જાય છે! ભાઇ આ કાંઇ નાટક નથી તે તારો વેશ લાંબો વખત સુધી ટકે.

૨ જો સિપાઇ—મુસાફરનો વેશ તો ઠીક કર્યો છે; પણ આ માથું તો ક્યાંક દાટવું હતું ને ? !

૩ જો સિપાઇ—પણ એ તો એનું પાપ ભરાઇ ચૂકેલું અને આપણને જશ મળવાનો એટલે એને એના નસીબે જ ભુલવેલો, નહિ તો આવાં કાળાં ધોળાં એણે કેટલાંય કર્યાં હશે; તેમાં ભૂલ્યો નહિ, પકડાયો નહિ ને આજે આવી દેખીતી જ ભૂલ કેમ કરે ?

## કચેરી.

( કચેરીમાં રાજા, કારભારી, કાજી, વકીલ, ખૂન કરનાર આરોપી, ફોજદાર, સિપાઇઓ, ફરીઆદી વગેરે આવી ગયા. )

ફરીઆદી—હું આ કોર્ટને અરજ કરૂં છું કે મારો મોટોભાઈ કાલ સવારે ભાવનગર રૂપીઆ લઇને જતો હતો; તેમાં તેનું ખૂન થયું. આ ફોજદાર સાહેબે મારા ઉપર મહેરબાની કરી ખૂની મેળવી આપ્યો છે; અને કોર્ટમાં હાજર કર્યો છે. તો કોર્ટ, મને તેની પાસેથી લુંટની રકમ અપાવશે, અને તેને ઘટતી શિક્ષા કરશે.

ખૂનીને ઉભો કરવામાં આવ્યો. પાંજરામાં ઉભો રાખી ઈશ્વરના સોગંદ લેવરાવી એક પછી એક સવાલ પૂછવા માંડયા.

કાજી—તારૂં ને તારા બાપનું નામ શું ?

જવાબ—મોહન હીરા.

કાજી—તારી જાત શી ?

જવાબ—કોળી.

કાજી—તું શો ધંધો કરે છે ?

જવાબ—ખેતી કરૂં છું.

કાજી—તારૂં ગામ કયું ?

જવાબ—અહીંથી બે ગામ દૂર "પીરમ" બેટ છે, ત્યાં રહું છું.

કાજી—તેં આ માણસનું ખૂન કેમ કર્યું ?

જવાબ—સાહેબ ! હું તો તેમાં કાંઈ જાણતો જ નથી. હું તો પીરમથી ઘોઘે કપાસીઆ લેવા જતો હતો. તડકો બહુ લાગવાથી આંબાના છાંયા નીચે સૂઈ ગયો હતો.

વકીલ—ત્યારે તારી પાસે આ માથું કયાંથી ?

જવાબ—સાહેબ ! હું સૂતો ત્યારે ત્યાં કોઈ નહોતું. પાછળથી કોણ જાણે કોણ મૂકી ગયું તે માલમ નથી.

ફોજદાર—બડો તરકટી જણાય છે. કેવી યુક્તિથી વાત કરે છે ? સાહેબ ! આવા માણસોને જવાબ દેતાં બહુએ આવડે. એ તો બીજા વકીલ સમજવા. ખાનગીમાં દબાણ થતાં તે બધી હકીકત માન્યો હતો.

કાજી—તારે માન્યા વગર છૂટકો જ નથી. કચેરી તને જતો કરે તેમ નથી, માટે કહી દે કે રૂપીઆ કયાં દાટયા છે ?

પેલો માણસ તો એટલો બધો ગભરાઇ ગયો કે કાંઇ પણ બોલી ન શકયો, અને ઠરી જઈ ઉભો જ રહ્યો.

કાજી—હવે તે પકડાઈ ગયો; અને મોતની બીકથી ગભરાઈ ગયા જેવો થઇ ગયો છે, માટે તે બીજો જવાબ દઇ શકતો નથી. તેણે ખૂન કર્યું છે એમ નક્કી થાય છે માટે તેને ફાંસી આપવી; પરંતુ એક અઠવાડીઆ સુધી તેની રાહ જોવી અને તે દરમીઆન રૂપીઆનો પત્તો મેળવવો.

## સત્યનો જય.

જયાં કાજી આ પ્રમાણે ન્યાય સંભળાવે છે; ત્યાં એક માણસ કચેરીમાં આગળ આવી સર્વને સલામ ભરી વિનતિ કરે છે. "સાહેબ! આ ખૂનના સંબંધમાં હું જે જાણું છું; તે આ કોર્ટને જણાવવા રજા લઉં છું"

સર્વેએ કહેવાની રજા દીધી.

"જે શિક્ષા મને થવી જોઇએ; તે આ બિચારા નિર્દોષને માથે આવી છે. તેથી જ હું અત્યારે અહીં પ્રગટ થાઉં છું. ખૂની હું છું એ વાત તદ્દન ખરી છે; પરંતુ મેં શા માટે તેનું ખૂન કર્યું; તે કોર્ટને જણાવવાની રજા લઉં છું. ત્યાર પછી કોર્ટ મને જે શિક્ષા કરશે તે હું ખૂશીથી માથે ચડાવી લઇશ."

આજથી કેટલાક દિવસો પહેલાં કુંભારની એક ખૂબ-

સુરત (ઘણી જ રૂપાળી) છોડીને લઈ દૂર દેશાવરમાં જઇ કોઇ ઉચ્ચકુળના કુંવારા પૈસાદારને આપવી, અને મન-માન્યા પૈસા મેળવવા એવા વિચારથી ચાર જણા અહીંઆં તયાર થયા. તેમાં આ મરી ગયો તે છગનલાલ મુખ્ય હતો. તેણે મને પણ પોતાનો વિચાર જણાવી પોતાની સાથે આવવા કહ્યું મેં સાફ ના પાડી; એટલું જ નહિ પણ તેમ નહિ કરવા તેને સમજાવ્યો; વળી બીક પણ બતાવી કે "જો કદાચ તમે કોઇને ફસાવી આવ્યા તો હું જરૂર તમારૂં પાપ ખુલ્લું કરી દઈશ."

તેમ છતાંય એ ચાર જણ પેલી છોડીને લઇ જઇ સુરતમાં એક પૈસાદાર લુહાણા વેપારીને "આ કન્યા લુહાણાની છે, ને તદ્દન કુંવારી છે તથા તેનાં માબાપ ગુજરી ગયાંછે". એવું આડું અવળું સમજાવી રૂપીઆ સાતસો લઇ આપી આવ્યા. પરંતુ જાત વિના ભાત ન પડે. પાપનો ઘડો ફુટયા વિના રહે નહિ. એ પ્રમાણે પેલી છોડી "કુંભારની છે; અને ભાવનગરની છે;" એવું પેલા શેઠીઆના જાણવામાં આવ્યું. તેણે ભાવનગરનું છગનલાલનું ઠેકાણું છોડી પાસેથીજ મેળવી લીધું. છોડીને બરાબર કબજામાં રાખી શેઠે છગનલાલને પકડાવવા તેના ગુમાસ્તાને અહિં (ભાવનગર) મોકલ્યો. છુપી પોલિસ અને તે ગુમાસ્તો પહેલાં મને મળ્યા. મેં સર્વ વાત જાણી લઇ છગનલાલનું ઘર બતાવી દીધું. પરંતુ

એવામાં થયું એમ કે કોઇ તેના ઓળખીતાએ છગનલાલને ખાતમી દઈ દીધી; તેથી તે બીજે રસ્તે થઈને બહાર ગામ ચાલ્યો ગયો. પોલીસોએ તપાસ ચલાવી પણ પત્તો લાગ્યો નહિ. વળી ખાનગીમાં પોલિસને છગનલાલનાં સંબંધી તરફથી કાંઇક મળ્યું પણ ખરૂં, તેથી તેમણે વિશેષ તપાસ ચલાવી નહિ. ગુમાસ્તો બિચારો ચાલ્યો ગયો. છગનલાલને મારા પર તે દિવસથી વધારે દાઝ આવવા લાગી. એક દિવસ હું તેના ઘર પાસે થઈને નીકળ્યો હતો, ત્યારે તે મારા પર આરોપ મૂકતાં બોલ્યો–" બેટા, સત્યવાદી થયોછું; પરંતુ ક્યારેક ભાયડાના ઝપાટા ! જોઇ લેજે. " મારા મનમાં તે દિવસની બીક પેસી ગઇ હતી. તેને કેટલોક વખત ગયા બાદ ગઈ કાલ હું ઘર કામે ઘોઘા જતો હતો. તેણે બરાબર લાગ જોઈ મારી પૂંઠ લીધી. આઘે જતાં મને બૂમ મારી ઉભો રાખ્યો. તેની પાસે તરવાર જોઇ હું બીધો. તે એકદમ તરવાર ઉગામી મને મારવા દોડયો. ( મારી પાસે કાંઈ હથિઆર નહોતું. ) પરંતુ મારા નસીબે તેના રસ્તામાં પત્થર આવ્યો; તેની ઠેસથી તે પડી ગયો ને તલવાર હાથમાંથી છૂટી ગઇ. તરતજ મેં તે લઇ લીધો. તે વખતે મને એટલો બધો કાળ ચડયો હતો ને શૂરાતન આવ્યું હતું કે તે ઉભો થવા જતો હતો ત્યાં પહેલેજ ઝટકે તેનું માથું મેં ધડથી જુદું કરી નાખ્યું. મને એમ જણાયું કે તેના ભાઈબંધો પછવાડે આવે છે;

એટલે હું એકદમ તેનું માથું અને તરવાર લઈ દોડયો. દોડી દોડીને થાકયો, અને પોલિસો મને પકડશે તો હું આપને (રાજાને) બધી હકીકત આમ જાહેર કરી શકીશ નહિ; એટલે મેં પેલું માથું આ બિચારા સૂતેલા માણસના પડખામાં મૂકી દીધું; અને તરવારને પણ ત્યાંજ ઉંડી દાટી."

" આ ગરીબ માણસને આવી ખોટી રીતે ફાંસી મળતી હોવાથી હું અત્યારે જાહેર થયો. મારો પહેલેથી ( માથું-મૂક્યું ત્યારથી જ જાહેર થવાનો વિચાર હતો; તેથી શું થાય છે તે બધું હું ખાનગી રીતે જાણતો હતો. પકડેલ માણસને છોડી દો; અને મને ફાંસી આપો. "

ફરિઆદીએ જે ફરિઆદ નોંધાવી છે ને રૂપીઆ ગયાનું કહે છે તે તદ્દન હડહડતું જુઠાણું જ છે. મારી વાત જરાય ખોટી હોય તો સુરતના તે લુહાણાને પૂછાવી ખાત્રી કરો. પોલિસ પાસે આની તપાસ આવી હતી કે નહિ તેની ખાત્રી કરો, વળી તેજ માણસની તરવાર જે ઠેકાણેથી માથું ને આ માણસ હાથ આવ્યાં ત્યાંજ દાટેલી હજી સુધી છે કે નહિ તે તપાસાવો. આ બધી હકીકત સાંભળી કચેરીના તમામ માણસો દંગ થઇ ગયા. ફરિઆદી ખરી હકીક્ત રજુ થતાં ઝંખવાણો પડી ગયો. સર્વ કાજીના ન્યાયની રાહ જોતા બેઠા.

રાજાની સલાહ લઇ કાજીએ ન્યાય કર્યો. ખૂની માણસ પોતે જાહેર થઈ ખૂન કર્યાનું કબુલ કરે છે. પરંતુ તેમાં

તેનો ઝાઝો દોષ નથી. કોર્ટને તે સાચો જણાય છે; એટલે તેને ફાંસીને બદલે બે વર્ષની સાદી મજુરીની કેદ આપવી. તે એટલા માટે કે તેણે અગાઉથી રાજ્યને આ વાત જણાવી તેનો બંદોબસ્ત કેમ ન કરાવ્યો? અગર તો તેને કેમ ન પકડાવ્યો? અને પોતેજ પોતાની મેળે ખૂન કર્યું. છોકરીને વેચી વિશ્વાસઘાત કરવા બદલ તે કામમાં જે જે માણસો સામેલ હોય તે તે દરેકને પકડાવી સખ્ત શિક્ષા કરવી. સુરતવાળા શેઠને આ બાબતમાં મદદ કરી તેના પૈસા પાછા અપાવવા. સત્યને માટે પોતાનો પ્રાણની પણ પરવા ન કરતાં નિર્દોષનો જીવ બચાવવા બદલ તથા તેની હિંમત બદલ તેને ધન્યવાદ આપવામાં આવેછે; અને તેથીજ તે બહુ થોડી શિક્ષા પામે છે.”

## રાજભક્તિ.

રાજા—પ્રધાનજી!

પ્રધાનજી—જી મહારાજ!

રાજા—સૂર્ય અસ્ત થવાને હવે વાર નથી; માટે કચેરી બરખાસ્ત કરો. હું જરા મૃગયા રમવાને માટે જઈ આવું.

પ્રધાનજી--જેવી મહારાજની મરજી (એમ કહી કચેરી બરખાસ્ત કરે છે. સૌ સૌને સ્થળે જાય છે.)

* * * *

રાજા--( જંગલમાં જઇ ) આ જંગલમાંથી જ કાંઈક શિકાર અવશ્ય મળશે. ( દૂરથી કાંઇ ખડખડાટ થતો સાંભળી ) અહો ! શિકાર હાથમાં આવી ગયો. લાવ અવાજની દિશામાં બાણુ તાકીને મારૂં. ( ધનુષ ચડાવી તીર મારે છે. )

( દૂરથી રડવાનો અવાજ આવે છે. " અરે ! રામ, હું મરી જાઉં છું, મારી નાખ્યો રે ઓય બાપરે ! ! "

રાજા ( એકદમ ચમકીને )--( મનમાં ) અરે આશું ? મારૂં બાણુ કોને વાગ્યું ? કોઈ માનવીના રૂદનનો અવાજ કયાંથી ?

( એકદમ રૂદનના અવાજની દિશામાં રાજા દોડી જાય છે. જુએ છે, તો ત્યાં એક બાળકના શરીરમાં તીર ભોંકાએલું ને શરીર લોહીથી ખરડાએલું દીઠું. )

રાજા---અરે ભાઇ ! તું કોણુ છે ?

છોકરો—બાપજી ! હું આ ગામના જસા ભરવાડનો છોકરો છું.

( મહામહેનતે એટલું બોલતાં છોકરો આંખો બંધ કરી દે છે. થોડીવારે તો

તેનો જીવ ઉડી જાય છે. મહું ચોકી-
દારને ભળાવી રાજા, દરબારમાં જાય છે. )

રાજા--કોઈ હાજર ?

સિપાઈ--જી મહારાજ ! સેવકને શો હુકમ છે ?

રાજા--જાઓ, અત્યારે જ આપણા ગામમાંથી જસા ભરવાડને બોલાવી લાવો.

સિપાઈ—( ભરવાડના વાસમાં જઇ ) અરે જસો ભરવાડ કોનું નામ ?

જસો--શું છે માબાપ ? આવો સરકાર માબાપ આવો. બેસો. કાંઇ દૂધબુધનો ખપ પડયો છે કે શું ?

સિપાઇ—અરે ચાલ, રાજાજી તને બોલાવે છે.

જસો—અરે માબાપ, મારો શો ગનો આયોસે, મેં ક્યાં કોઈનું સેતર પાધર ભેળ્યું સે, કે રાજા મારા પર રીહે ભરાયા. અને મને બોલાવ્યો. દંડબંડનો હુકમ તો નથીને ?

સિપાઈ—અરે ! તારી ગાંડાઇ જવા દે, ને સીધો ચાલ.
('પરમેશ્વરે ધાર્યું હશે તેમ થશે' એમ
પરમેશ્વર ઉપર વિશ્વાસ મૂકી 'શું કામ
બોલાવ્યો હશે,' તેની ચિંતા કરતો જસો;
સિપાઇની આગળ આગળ ચાલ્યો.)

રાજા--અરે ! તારૂં નામજ જસો ભરવાડ કે ?

જસો—હા, મા....બા...પ (ધ્રૂજતો ધ્રૂજતો બોલે છે.)

રાજા—બીહીશ નહિ. હું તારો ગુનેગાર છું. તે ગુના-માંથી કોઇપણ રીતે છૂટી શકું તેમ નથી. લે આ તરવાર ને આ ઘડીએજ મારૂં માથું ધડથી જુદું કરી નાખ.

(એમ કહી તરવાર જસાના હાથ ભણી લંબાવી રાજા દીન બની ઘુંટણીએ પડવા જાયછે; જસો કંઇ પણ ભેદ ન સમજવાથી આશ્ચર્ય પામી સ્થિર થઈ જાય છે)

રાજા—જુએ છે શું? તારૂં કોઈ નામ સરખું પણ લઇ શકનાર નથી. મારો ગુનો માફ ન કર. આજે હું શિકારે ગયો હતો; ત્યાં, તારા છોકરાને હરણ જાણી મેં તીર માર્યું ને તેથી તેનો જીવ ઉડી ગયો. તારા વહાલા છોકરાનું મેં ખૂન કર્યું; તેથી હું તારો અપરાધી થયો છું. માટે તેના બદલા-માં આ તરવારથી મારૂં મસ્તક ધડથી જુદું કરી મને પાપમાંથી છૂટો કર; ને તું પોતે સંતોષી થા.

જસો—બાપજી! મારા ધણી એ શું બોલ્યા? આખી દુનિયાના બાપ, અને પાળનારા મારા રાજાજી! શું હું મારા એકના એક છોકરાને માટે બધાના. બાપને મારૂં? મારા નશીબમાં છોકરો નહિ તે ન રહ્યો? એમાં આપનો શો વાંક? પરમેશ્વરની મહેરબાની હશે તો છોકરો તો બીજો પણ મળશે,

પણ આપના જેવા ભલા ને અમારૂં દુઃખ સમજતા ને અમારા બધાયના બાપ અમને ફરી ફરીને થોડાજ મળ-વાના હતા? માટે મને આપના ઉપર જરાય ધોખો થતો નથી. ઉઠો બાપજી ઉઠો. આપની આવી અવળી રીત જોઈ મારી કોઇ મશ્કરી કરશે. ( રાજાને ઉઠાડે છે. )

રાજા— સાબાશ, રાજભક્ત ભરવાડ ધન્ય છે તારી રાજભક્તિને. તારી મારા પરની આવી ભક્તિ જોઈ હું ખૂશી થયોછું, તો લે આ પાંચસો રૂપિઆ. તે દરવર્ષને માટે તને આપવા હું કબુલ થાઉં છું.

જસો—ના બાપજી! પૈસા તો હું નહિજ લઉં પણ મારા છોકરાનું સંભારણું રાખવું હોય, તો હું આપને અરજ કરૂં છું કે અમારાં છોકરાં ભણે ને બુદ્ધિવાળાં થાય એટલા માટે એ રૂપિઆમાંથી નિશાળો ઉઘાડી અમારાં છોકરાં ભણે એવું કરી આપો.

રાજા—કબુલ છે.

(જસો એના છોકરાને લેવા જાય છે).

(રાજાની સાથે સૌ ગાય છે).

જુઓ રાજભક્તિ આ જસા ભરવાડની (૨)

સાખી–પુત્ર મરણ નહિ લેખીને, ઇચ્છયું રાજનું હિત,

વિદ્યાની વૃદ્ધિ વિષે; કેવું છે એનું ચિત્ત રે–જુઓ૦



# સૂરિનો ઉપદેશ.

(એક જૈન અપાસરામાં તપધારી યતિ ગરમ કાપડના આસન પર બેઠા છે, સામે મોઢાપર કરચલીઓ પણ આંખોમાંથી શુરાતન ઝરતું હોય એવો યોદ્ધા, યતિ સામા બે હાથ જોડી ઘુંટણભેર બેઠો છે. તેની એક બાજુએ દશ વર્ષનો રાજકુમાર અને બીજી બાજુએ ગરીબ જેવી જણાતી એક સ્ત્રી બેઠાં છે.

યતિઃ શિલગુણસૂરી, યોદ્ધાઃ સૂરપાળ, રાજકુમારઃ વનરાજ અને સ્ત્રી તે રૂપસુંદરી; એ એમનાં નામો છે.)

યતિ—ઓ મહા પરાક્રમી યોદ્ધા! એક વખત એવો હતો કે જ્યારે તું તારા બળથી મીર જેવા બહાદૂર પટાવતને હરાવી શકયો હતો; ખૂદ ભુવડને પણ તારા બળનું પારખું થઈ ગયું હતું; અને તેથીજ તેણે તને પોતાના પક્ષમાં લેવા અનેક યુકિતઓ રચવા માંડી હતી, છતાં તેં તારો ધર્મ બરાબર બજાવ્યો, લાલચોથી ન ડગ્યો, ને ક્ષત્રિયનો ખરેખરો ધર્મ સાચવ્યો; ભુવડને અનેક કડવાં વચનો કહી (જવાબમાં લખી) માનભંગ કર્યો હતો; પણ અત્યારે એ વખત રહ્યો નથી. માત્ર પોતાનો વંશ રાખવાની ખાતરજ જયશિખરીએ તને રૂપસુંદરીને લઈ નાસી છૂટવાનો ખાનગી ઉપાય બતાવ્યો. તું ગયો ને સજા મરાયો. તેને દુઃખે તેં

બહારવટું લીધું; પણ ભાગ્ય સવળાં કે રાણીને પેટ પુત્ર અવતર્યો,ને તે મારી નજરે ચડયો.હું તેને અહીં લાવ્યો,ઉછેર્યો, ભણાવ્યો, ને તેને પરિણામે અત્યારે તારી સાથે આવવાને લાયક થયો.

પહેલાં તું તારૂં બાહુબળ વાપરી–લડાઇઓ લડી રાજ્ય મેળવી શકતો; અત્યારના સંજોગો તેથી ઉલટા છે. એટલે તારૂં તે બળ કામ લાગે તેવું નથી. ભુવડ, રૂપસુંદરી તથા કુંવરની સ્થળે સ્થળે તપાસ કરાવે છે, પણ હું કાંઇ કાચો નથી કે પત્તો લાગવા દઉં ! એટલું તો ખરૂં કે હવે આ બાલકુમાર મોટો થયો છે; ને તેથી આ અપાસરામાં તે ગુપ્ત રહી શકે તેવો નથી; માટે એને તું તારી સાથે રાખી બધી ખટપટોથી જાણીતો કરે તો સારૂં એમ મને લાગે છે. રૂપસુંદરીના તારે જરાય ઉચાટ ન રાખવા. એને રહેવાની ગોઠવણ હું એવી જગાએ કરૂં છું કે જ્યાં ભુવડનાં માણસો કોઈ પણ રીતે પહોંચી જ શકે નહિ. મારે મન તો તે રાજમાતાજ છે.

સૂરપાળ—ગુરુજી મને ઘણોજ આનંદ ઉપજે છે કે આપ જયશિખરી રાજાના ગુણ સંભારી મારાં બેન તથા ભાણેજની આટલી સરસ સંભાળ લઇ રહ્યા છો. આપે આટલી મહેનત લઇ ગુપ્ત ન રાખ્યાં હોત તો કોણ જાણે તેમનું શુંએ થયું હોત ?! ભુવડે જરૂર તેમને પકડી લઇ પોતાનું વેર પુરૂં કર્યું હોત !!

( આટલું કહેતાં કહેતાં તેનું હૃદય ભરાઈ ગયું. )

થોડીવાર રહી ધ્રૂજતે સાદે તે આગળ બોલે છેઃ ગુરુજી આપનો ઉપકાર એટલો વધી ગયો છે કે એનો બદલો વાળવાની મારામાં જરાય હિંમત નથી. આપની ઇચ્છા છે એજ મારી પણ ઇચ્છા છે. હું અત્યારે કુમારની માગણી માટેજ આવ્યો છું. કેમકે હવે મને મારા શરીરનો ભરોંસો લાગતો નથી. હું છું ત્યાં ત્યાં એ સારો લડવૈયો બની જાય; બહારવટાંનાં દુઃખો ને બચવાના રસ્તા જાણી લે, તો મારા જીવને સંતોષ થાય.

યતિ—ભલે લઈ જા. મને તો લાગે છે કે તારી સર્વ વિદ્યા તે ઘણા થોડા વખતમાં જ શીખી લેશે. એની નિશાન તાકવાની કળા તો અત્યારથી જ હોશિયાર યોદ્ધા જેવી છે. મને તો વનરાજ એ નામ બહુજ મોટા અર્થવાળું લાગે છે. એ નામના બધા ગુણો હું તેનામાં જોઇ શકું છું. સિંહ ( વનરાજ )ના જેવો તે બહાદુર અને યુદ્ધમાં કોઇને પણ પહોંચવા દે નહિ એવો થશે; એમ મને તો ખાત્રીથી જણાય છે. આટલું કહું છું તે પરથી તારે એમ ન સમજવું કે હમણાં કુંવરને ગમે તે વખતે એકલો ફરવા દેવાય. એની સંભાળ તો પૂરેપૂરી રાખવી જ જોઇએ. તેનાં જોર અને બુદ્ધિ નવ માસના વાછરડા જેવાં છે એમ જાણજે. જેમ ધણીની જાણ બહાર કૂદતો કૂદતો વાછરડો ખીલેથી છૂટો થઇ

એક શેરીમાંથી બીજી શેરીમાં દૂર ને દૂર નીકળી જાય અને કૂતરાનાં ટોળામાં આવીજતાં મરાઈ જાય; તેમ કુંવરનું થવા પામે નહિ એની ઘડીએ ઘડીએ સંભાળ રાખવાની છે.

તમે ભુવડના રાજ્યના બહારવટીઆ છો, એ ખરી વાત, પણ બીજા બહારવટીઆ જેવા ન થશો. મુગાં પ્રાણી : ગાય, ભેંસ, બળદ વગેરે ઢોરો તથા બીજાં પશુઓના ચરવાના ઘાસચારાને કે ઘાસની ગંજીઓને બાળીને વેર લેવાનું ધારશો નહિ. કેમકે એથી તો તમે પાપી ઠરશો, ખરા ક્ષત્રિય મટી જશો. ખરો ક્ષત્રિય તો ગાયો અને બ્રાહ્મણને બચાવવામાંજ પોતાનો ધર્મ માને છે. અહિંસાથી જ રાજ મેળવવાના યત્નો કરજો. અહિંસાથી મળેલું રાજ્ય અમર રહેવાનું. ભલે પાછળથી બાયલા રાજાઓને લીધે રાજ્ય ન ટકી શકે; પણ તમારી કીર્તિ તો અમર રહેવાની જ; અને એ કીર્તિ અહિંસાના બળેજ મળવાની.

રાજકુમારને રાજા બનાવવાની સઘળી તૈયારીઓ કરો. રાજકારભાર, રાજનીતિ અને યુદ્ધકળાનો પુરતો ખ્યાલ આપવો; એ રાજા બનાવવાની તૈયારીઓ છે.

સૂરિ—કુમાર ! તારા મામાની સાથે જા. આજથી તારે આ અપાસરાની રમત ગમત છોડી ખુલ્લા મેદાનોમાં, પહાડ અને જંગલોમાં સિંહ અને વાઘનાં બચ્ચાં સાથેની રમતો શીખવાની છે. એટલે કે તેમના પંજામાંથી બચવાની યુક્તિઓ શીખવાની છે.

તારા બાપના દુશ્મનો હસે છે કે " જયશિખરીનું અમે કેવું પાણી ઉતાર્યું ? " એમની એ મશ્કરી આપણે ગુજરાત પાછું મેળવી, ગએલી આબરૂ પાછી મેળવીએ ત્યારે જ બંધ થાય. રાજ્ય પાછું મેળવવું એ સહેલી વાત નથી. તે બધું શીખવા જેવુ છે; અને એ શીખવાને માટે તને તારા મામાની સાથે મોકલું છું. કોઇ પણ કામ ઉતાવળથી કે મામાની રજા સિવાય કરી બેસીશ નહિ.

મારૂં મન કબુલ કરે છે કે તું રાજા થવાનો અને તારા બાપ કરતાં પણ સવાઇ આબરૂ મેળવવાનો.

આટલું કહું છું તે પરથી ફુલાઈ ન જતો. કારણ કે અત્યારે તો તારી સ્થિતિ ગરીબમાં ગરીબ છે; એ ગરીબી ટાળવાને માટે તો ઘણી મહેનત કરવી પડશે. એમાં જો આળસ કરી તો બધુંય ધારેલું નકામું જશે.

તારા પિતાનું રાજ્ય જેની પાસેથી છોડાવવું છે તે કાંઇ જેવો તેવો નથી, તેની સામે તો કળાથી કામ કરવાનું છે. એ કળા તારા મામા શીખવશે.

જ્યારે તને હું રાજગાદીપર બેઠેલો જોઇશ, અને જ્યારે તારી મા-ગરીબ બની ગએલી રૂપસુંદરી-ને ફરીથી રાજમાં પુજાતી જોઇશ ત્યારે મારા જીવને સતોષ થશે

જાઓ ફત્તેહ કરો.

( બંને આશીર્વાદ લઇ જાય છે. )

# નટવરના હિંમતભર્યા પરોપકાર



શિક્ષકઃ—નટવર, આજ ત્રણ કલાક મોડો કેમ આવ્યો?

નટવરઃ—સાહેબ! ઘેરથી તો હું દશ વાગ્યે જમીને બરાબર જ નીકળ્યો હતો; પણ આસ્તોડીઆ ચકલા પાસે આવ્યો, ત્યાં એક પાંચેક વર્ષનો છોકરો રોતો માલમ પડ્યો. કોઈ તેના રોવાની દરકાર કરતું નહોતું. તેને પૂછતાં જણાયું કે તે છોકરો તેની માની પાછળ નીકળેલો, પણ તેની મા ન મળી ને તે રસ્તો ભૂલી અહીં આવી ચડ્યો છે. તેને રડતો છાનો રાખી મેં તે ક્યાં રહે છે તે પૂછી લીધું. પછી તેને તેના ઘેર એટલે રાયપુર–પખાલીની પોળમાં મૂકી આવ્યો. તેની મા બિચારી તેને ખોળતી જ હતી. તેને સોંપી હું આ તરફ વળ્યો.

શિક્ષકઃ—સાબાશ, એ કામ તો તેં બહુ જ સારૂં કર્યું; પરંતુ તેમાં બહુ તો એક કલાક તું રોકાયો હશે.

નટવરઃ—રાયપુરમાંથી હું આવતો હતો ત્યાં બીજો એક ભયંકર બનાવ બન્યો. મારી આગળ થોડે છેટે બે બૈરાં તથા ત્રણ ચારેક છોકરાંનું ટોળું જતું હતું. મદનગોપાળની હવેલી પાસેના રસ્તા પર થઇ તે ટોળું માણેકચોક તરફ વળ્યું. એકાએક પાછળથી એક ગાડું દોડતું આવ્યું, બળદ

ભડકેલા હતા, તેથી ગાડીવાનના ખેંચ્યા પણ રહ્યા નહિ. એકદમ તે ટોળામાં ભંગાણ પાડી ગાડું આગળ નીકળી ગયું. એ ટોળામાંથી એક સ્રીને સખત વાગ્યું, બે છોકરાંને બળદની સખત લાતો વાગી, ને એક છોકરાનો તો કચ્ચરઘાણ વળી ગયો. ત્યાં રડારોળ થઈ રહી. માણસોનું ટોળું એકદમ તેમને ઘેરી વળ્યું. આ જોઇ હું થરથર કંપ્યો, પણ તરતજ મને હિંમત આવી. હું દોડયો, અને પાસેના દવાખાનાના ભલા ડૅાકટરને બોલાવી લાવ્યો. ડૅાકટરે આવી પાટા બાંધ્યા. હું બે ગાડીઓ ભાડે કરી લાવ્યો. થોડી વારે તે બાઇને તથા છોકરાંને શુદ્ધિ આવી. પછી તે બધાંને બીજાઓની મદદ લઈ જાળવીને ઉંચકી ગાડીઓમાં નાખી તેમને ઘેર પહોંચતાં કરવા ગયો. તેમનું ઘર કાળુપુર હાજાપટેલની પોળમાં હતું.

શિક્ષકઃ—સાબાશ નટવર સાબાશ! જે કામ આ ગંજાવર શહેરમાં કોઈ પૈસા આપતાં પણ ન કરે, એવાં કામ આજ તેં સ્વાર્થ ખોઇને પણ કર્યાં છે. ધન્ય છે તારી બુદ્ધિને ને તારા હૃદયને. તું છે તો પંદરેક વરસનો પણ તારાં આ પરોપકારનાં કામ તો પચીસ વરસના પુરુષ કરતાંએ ચડે તેવાં છે. હું તને મોડો આવવા બદલ કંઈ પણ શિક્ષા કરી શકું તેમ નથી, પણ તારા ઉપર ખુશી થઈ આ ઘડિઆલ ઇનામ દાખલ આપું છું તે લે.

નટવર—નાજી. એ હું નહિ લઉં. મને પેલા છોકરાની માએ તથા પેલી સ્ત્રીઓએ બહુ બહુ સમજાવી બદલો લેવાનું કહ્યું પણ મેં સાફ ના પાડી. મેં મારી ફરજ બજાવી જે કામ કર્યું તેમાં વળી બદલો શાનો!

શિક્ષકઃ—(બીજા વિદ્યાર્થીઓ સામું જોઇ) તમે પણ આ નટવરના જેટલીજ ઉંમરના છો, તમારે પણ ધ્યાનમાં રાખવું જોઈએ, કે આપણું શરીર આપણે માટે જ નથી, પણ બીજાના દુઃખમાં ભાગ લઇ તે ઓછાં કરવા માટે પણ છે. કેટલાક ધનથી કેટલાક તનથી અને કેટલાક મનથી એમ ત્રણ રીતે પરોપકાર કરી શકે છે; એતો તમે શીખી ગયા છો. માટે વખત આવ્યે તમારે પણ જે જાતનો પરોપકાર થઇ શકે તે જાતનો કરવા ચૂકવું નહિ.

## ભિખારી છોકરો ને ત્રણ દેવ.

કેટલાંક વર્ષો પહેલાં આશરે પંદરેક વરસની ઉંમરનો એક છોકરો ભિખારી હાલતમાં વગડામાં લાંબા રાગથી રડયા કરતો હતો. તે રડતો રડતો ઇશ્વરને સંભારતો હતો. ત્યાં બીજું કોઇ હતું નહિ.

જાણે કે તેનો સાદ સાંભળીનેજ કોઈ આવતું હોય,

તેમ ત્યાં ત્રણ માણસો-ધોળાં લુગડાં પહેરેલા-આવી પહોંચ્યા. તેમણે પેલા છોકરાને પૂછવા માંડયું.

પ્ર૦ તારૂં નામ શું ?

જ૦ રામજી.

પ્ર૦ તારા બાપનું ને માનું નામ આવડે છે ?

જ૦ ના; એની મને ખબર જ નથી.

પ્ર૦ તને આટલા દિવસ કોણ ખવડાવતું ?

જ૦ સામા ગામના મંદિરનો બાવો.

પ્ર૦ ત્યારે તારી સ્થિતિ આવી કેમ ?

જ૦ એ બાવો મરી ગયો, ને મંદિરનો કારભાર બીજા નવા બાવાના હાથમાં ગયો. તેણે મને 'ખપ નથી' એમ કહી રજા આપી છે, તેને ત્રણ દિવસ થયા છે. પહેલે દિવસ થોડું ઘણું ખાવાનું મળ્યુંહતું, ને છેલ્લા બે દિવસથી તો કંઈ ખાવાનું મળ્યું નથી અત્યારે હું બીજે ગામ જતો હતો, પણ ભૂખ્યાં ચાલી ન શકાવાથી રસ્તામાં જ બેસી ગયો છું. એમ કહી છોકરો ડૂસકાં ભરવા લાગ્યો.

પેલા આવેલા માણસોએ છોકરાને ખાવાનું ખવરાવી પાણી પાઈ પૂછયું: તું શરીરે મજબુત દેખાય છે, તો અમે કહીએ તે મજુરી કરીશ ખરો કે ? જો તેમ કરીશ તો તને સારો લાભ થશે

છોકરે મજુરી કરવાનું કબુલ્યું.

પેલા માણસોએ તે છોકરાને દાતરડું, કોદાળી ને હળ એ ત્રણ આપ્યાં, ને શિખામણ આપી કે અત્યારે ચોમાસાનો વખત છે, ને સીમમાં ખડ (ઘાસ) પુષ્કળ થયું છે, માટે આ દાતરડાથી ખડ કાપી લાવી એકઠું કરી વેચજે. વળી દહાડી કરવા પણ જજે. જે પૈસા એકઠા થાય તેમાંથી તારા ગુજરાન જેટલા થોડા પૈસા રાખી બાકીના કોઇ શેઠ શાહુકારને ત્યાં થાપણ તરીકે મૂકજે. સાંઠીઓ ખોદવાનો વખત આવ્યે કોદાળીનો ઉપયોગ તને ઠીક પૈસા કમાવશે. ચોમાસું આવતા પહેલાં લોકો પોતાના ખેતરને ફરતી પાળી બંધાવે છે, ને ખાળીઆં ખોદાવે છે, ચોકડીઓ ગળાવે છે; તેમાં પણ કોદાળીની જરૂર પડે; માટેજ અમે તને કોદાળી આપી છે, કે ઉનાળે ચોમાસે તે પણ તને પૈસા પેદા કરાવે. આમ કરવાથી તને સારા પૈસા મળશે. આમ કેટલોક વખત વીત્યા પછી બચેલા પૈસામાંથી તું જમીન વેચાતી લેજે. અને આ હળથી ખેડી તેમાં અનાજ પકવજે. શરૂઆતમાં તારે બળદ તથા બીજાં ખેતીનાં સાધનોની જરૂર પડશે, તે માટે તારે બીજા–તે સાધનવાળા–એકાદ થોડી જમીનવાળા ખેડૂતનો ભાગ રાખવો, અને તેની સાથે સલાહ, સંપ અને સંતોષથી વર્તી તારૂં કામ ચલાવજે. થોડાંક જ વર્ષમાં તું સ્વતંત્ર રીતે તારી જમીન ખેડી શકે

એટલાં સાધનો અને પૈસા મેળવી શકીશ. એટલું કહી એ ત્રણે પુરુષો અદૃશ્ય થઇ ગયા.

× × × ×

આ ત્રણે મનુષ્યો તે મનુષ્યો નહિ પણ દેવ હતા. બ્રહ્મા, વિષ્ણુ ને શંકર. આ છોકરો પરમેશ્વરનો પરમ ભક્ત હતો. જ્યારે દુઃખ પડે ત્યારે તે પરમેશ્વરનેજ સંભારતો. આપણે આગળ જોઇ ગયા કે વગડામાં દુઃખના પોકારથી રડતાં રડતાં પણ તે પરમેશ્વરનેજ યાદ કરતો હતો. જેને પરમેશ્વર ઉપરજ શ્રદ્ધા હોય, તેની વારે પરમેશ્વર કેમ ન આવે ?

ત્રણે દેવો તે વખતે આકાશ માર્ગે ફરતા હતા. તેઓ આ છોકરાના દુઃખનો પોકાર સાંભળી તેને દુઃખમાંથી બચાવી ખરો ઉદ્યમી બનાવવા વેષ બદલી નીચે ઉતરી પડ્યા. અને તે પછીની વાત તો તમે જાણીજ લીધીછે.

× × × ×

દેવોની શિખામણ પ્રમાણે કામ કરવાથી અત્યારે તે છોકરો સારો આબરૂદાર ખેડૂત બન્યો છે. તે રોજ પોતાની કમાણીમાંથી ઘણા ગરીબોને તથા ભિખારીઓને અનાજની તથા કપડાં લત્તાંની મદદ આપે છે; એટલુંજ નહિ પણ ખેતીનો ધંધો કરી શકે તેવા ગરીબ છોકરાઓને શરૂઆતમાં જોઇતાં સાધનો આપી ધંધે લગાડી ઉદ્યમી બનાવે છે.

તે હજી પણ પરમેશ્વરની ભક્તિ ભૂલ્યો નથી. પહેલાં

કરતાં હવે તો વધારે ભક્તિ કરે છે. પરમેશ્વરજ દુ:ખને વખતે ખરી મદદ કરે છે, ને બચાવે છે.

ગરીબી સદાકાળ રહેતી નથી, પણ જ્યારે પૈસાદાર થવાય ત્યારે ગરીબના દુ:ખના પોકાર સામે આડી નજર ન કરવી. તેમને બનતી મદદ કરવી.

વળી એ પણ યાદ રાખવું કે ગરીબીને ઓછી કરવાનું સાધન ભીખ નથી પણ ઉદ્યમ છે. ઉદ્યમી માણસ ધૂળમાંથી પણ સોનું મેળવી શકે છે, એ જરાય ખોટું ન માનશો.



# આતે કેમ ખવાય?!



એક વખત બપોરે રમેશ, બાબુ ધીરૂ અને ચીમન એ ચારે દોસ્તો ફરતા ફરતા માણેકચોકમાં આવ્યા. ચીમન જ્યારે જ્યારે બજારમાં નીકળતો ત્યારે ત્યારે કંઇને કંઇ ખાવાનું લેતો. આ વખતે પણ તેણે રેકડીવાળા પાસેથી રેવડી તથા ખજુર લેવાનો વિચાર પોતાના દોસ્તો આગળ રજુ કર્યો. બાબુ તથા ધીરૂ તો આ વિચારથી ખુશી થયા; પણ રમેશ ખુશી થયો નહિ. કેમકે તે મોટો છોકરો હતો. એટલુંજ નહિ પણ છઠું ધોરણ ભણતો હતો, તેથી બજારની ખુલ્લી મિઠાઇ ખાવામાં રહેલાં નુકસાન જાણતો હતો. તેથી

તેણે તેવી મિઠાઇ લેવાની બિલકુલ સલાહ આપી નહિ. આથી ધીરૂનો પિત્તો ઉછળ્યો.

ધીરૂ—તારે તો કંઇ ખાવા ખવરાવવાની ટેવ નહિ; પણ કોઇ અમને ખવરાવે તેમાં પણ તું તો આડો પડે, ને અમારૂં યે ખોવરાવે!

રમેશ—ભાઈઓ! જુઓ, આ મિઠાઈ પર કેટલી બધી માખીઓ બેઠી છે! જે જે વસ્તુઓમાં ગળપણ છે તે તે વસ્તુઓ ઉપર આટલીને આટલીજ માખીઓ જ્યાં ને ત્યાં જોવામાં આવે છે, તો પછી એવી વસ્તુઓ (જેવી કે ખજુર, રેવડી, દ્રાક્ષ, કાજુ, તરબુચની ચીરો તથા સઘળી મિઠાઇની વસ્તુઓ) આપણે શા માટે ખાવી?

ચીમન—પણ હું પૂછું છું કે એ વસ્તુઓ શા માટે ન ખાવી? માખીઓ ઉડાડીને વેપારી આપણને માલ આપે છે. કેટલાક તો ગળપણની ચીજો ઉપર માખીઓ ન બેસે એટલા માટે ધુણી પણ કાયમ રાખે છે.

રમેશ—વેપારી માખીઓને ઉડાડીને આપણને વસ્તુઓ આપે છે, તેથી તે માખીઓ આપણા ખાવામાં નથી આવતી, પણ માખીઓ તેના પર આખો દિવસ બેસતી હોવાથી તેની હગાર તો આપણા ખાવામાં આવવાની જ. અમને અમારા માસ્તર સાહેબે શિખવ્યું છે કે "માખીઓ ગંદી વસ્તુઓ પર, રોગી માણસે કરેલ ઉલટી ઝાડાપર તથા પેશાબ-

ખાનામાં બેસી એ ગંદવાડને પોતાની પાંખો ઉપર ચોંટાડે છે, તથા રોગનાં ઝેરી જંતુઓને ખાઈ જાય છે. તેજ માખીઓ પાછી ગળપણવાળી ચીજોપર બેસે છે, તે વારે ખાધેલાં જંતુઓ ઓકી કાઢે છે અને પાંખો પરનો મેલ પણ ખંખેરે છે, ને તે વસ્તુઓને ગંદી તથા રોગી જંતુઓવાળી બનાવે છે." તમે પૂછશો કે એ માખીની ઉલટી તથા જંતુઓ જોવામાં આવે છે? ના. નરી આંખે તે ઉલટી જોઇ શકાતી નથી. પણ બારીક કાચ–સૂક્ષ્મદર્શક કે વિપુલદર્શક–કાચ–થી જોવાથી તે ઉલટી અને તેમાં રહેલાં જંતુઓ બહુજ નાના પ્રમાણમાં મોટી સંખ્યામાં હોય તેવું માલમ પડે છે. ઘણા માણસો તમારીજ માફક પૈસા ખરચીને અણસમજણને લીધે રોગને વેચાતો લે છે!

બાબુ––મારા બાપા કહે છે કે **માખી એ મનુષ્યનો મોટામાં મોટો શત્રુ છે.** એ હવે મારાથી કંઇક સમજાયું.

ધીરૂ––સ્ટેશન ઉપર જે લોકો મિઠાઇ–મેવા વેચે છે, તેમની પાસેથી તે લઇને ખાવાં કે નહિ?

રમેશ––તે લોકોની પાસે જાળીવાળા ટોપલાઓ હોય છે, તેથી તે મિઠાઇને માખીઓ બગાડી શકતી નથી, માટે તે ખાવામાં હરકત નથી. જે વેપારી પાસે મેવો–ફળફળાદિ ખુલ્લાં રહેતાં હોય ને માખીઓની પૂરતી કાળજી ન લેવાતી

હોય, તેની પાસેથી કોઇ પણ જાતનો મેવો લઇને ખાવાથી આપણને નુકસાન થાય છે, માટે જ્યાં માખીઓ ન બેસતી હોય તે જગાએથી જ તે લઇને ખાવાં. અગર જો કોઇ વખત આખાં ફળ, જેવાં કે નારંગી, પાકી કેરી, દાડમ વગેરે લેવાં પડે અને તેના પર માખીઓ બેઠેલી હતી કે હશે એવો વહેમ જતો હોય તો બેદરકારી ન રાખતાં તે ફળો ચોકખા પાણીથી ધોઈ રૂમાલથી સાફ કરી પછી જ ખાવાં. આમ કરવાથી ઉપરનો વહેમ દૂર થશે; અને નુકસાન થવાનો ભય રહેશે નહિ.

ચીમન—કંદોઈની દુકાનની મિઠાઇઓ ખાવી કે નહિં ? ઘણા કંદોઇઓ મિઠાઇને કાચનાં બારણાંવાળાં ચોકઠામાં ભરી રાખે છે.

રમેશ—મિઠાઇ લેતા પહેલાં તેની પણ પાકી ખાત્રી કરવી જોઇએ. કારણકે ઘણા સુખડીઆ માત્ર ગ્રાહકોને લોભાવવા તથા પોતાની દુકાનની શોભા વધારવા ખાતર જ કાચ જડેલા ખોખામાં મિઠાઈ ભરી રાખે છે. તેની પાછલી તથા ઘણી વખત ઉપરની બાજુ પણ તદ્દન ખુલ્લા જ હોય છે અને તેથી માખીઓ સહેલાઈથી તેના પર બેસી શકે છે. કેટલાક એવા પણ સુખડીઆ મેં જોયા છે કે પોતાની તમામ અથવા સારી સારી મિઠાઈ ગ્રાહકોની નજરે ચડે અને ગ્રાહકો લેવા લોભાય એવા ઇરાદાથી દુકાનના આગલા ભાગ પર ચોકી-

એમાં ખુલ્લી ગોઠવે છે. તેના પર માખીઓના બણબણાટનો પાર રહેતો નથી. કહો હવે આવી મિઠાઈઓ, ખુલ્લો રહેતો મેવો કે ફળો અગર તો રેંકડીવાળા પાસેથી કંઇ પણ ખાવાની વસ્તુ લેવાની ઈચ્છા થાય છે ?

ત્રણે સાથે બોલી ઉઠયા—અરર! આતે કેમ લેવાય કે ખવાય ?!! એક તો પૈસા જાય અને ઉલટું શરીર બગડે. એ નુકસાન જાણીજોઈને વહોરવાં ?

બાબુ—હેં રમેશભાઈ! આટલી બધી માખીઓ છે તે ન થાય અથવા ઓછી થાય એવા ઉપાયો કાંઇ નહિ હોય?

રમેશ—માખીઓનો નાશ કરવાના ઘણાએ ઉપાયો યોજાયા છે. સોમલ અને ગોળવાળા પાણીને માખીઓ જે જગાએ બેસતી હોય તે જગાએ છાંટવું, અથવા તે પાણીમાં દોરીઓ બોળી અધર ટાંગવી અથવા તે પાણીમાં ખાવાની ગળી વસ્તુ મૂકી રાખવી. આ પ્રમાણે કરવાથી માખીઓ નાશ પામશે. કારણકે આમ કરવાથી માખીઓનો તેના પર જમાવ થશે, અને એ ઝેર મળેલી વસ્તુ ખાવાથી તે માખીઓ મરી જશે. કોઇ પણ ઝેરી દવામાં ગળપણ નાખી, મૂકી રાખવાથી ઉપર પ્રમાણે માખીઓ નાશ પામશે. માખીઓ ચૈત્ર વૈશાખમાં જન્મે છે, ને રોજ રોજ સંખ્યાબંધ વધારો થતો જાય છે. ભાદરવા મહિનામાં તો તેમની એટલી બધી સંખ્યા હોય છે કે નાનાં છોકરાંને તથા આપણને તે બહુ જ

પજવે છે. ખાવા બેઠા હોઇએ તે વખતે કાળજી ન રાખીએ તો જરૂર આપણી દાળમાં માખીઓ પડી જ હોય, અને એ જો ખાવામાં આવે તો ઉલટી થઇ બધું ખાધેલું બહાર નીકળે. માટે જે વખતે માખીઓનો જન્મ થાય તેજ વખતે ઉપલા ઉપાયથી તેના વધારાને અટકાવવો. નાનાં બાળકોના મોઢા પર નાક કે આંખ ઉપર માખીઓ બેસી તેમને બહુજ પજવે છે ને ઘણી વખત બાળકોને મોં–આંખના રોગો માખીઓના હુમલાથી જ થાય છે. માટે કોઇ પણ બાળકને માખીથી બચાવવાની પુરતી કાળજી આપણે લેવી.

ત્રણે દોસ્તો સારી શિખામણ મેળવી રમેશનો પાડ માનતા માનતા પોતપોતાના ઘેર ગયા.

---

## ધનવાન એટલે ?

---

(શ્રીધર, મહીધર, અંબાલાલ અને ગુલાબચંદ, એ ચાર મિત્રો રાણીના બાગમાં બેઠા બેઠા ગમ્મત કરે છે એટલામાં શેઠનો દીકરો અને તેમનો મિત્ર નૌતમ ત્યાં આવ્યો).

**નૌતમ**—મિત્રો અહીં શા માટે બેઠા છો? અહીં બેઠે શો દહાડો વળશે? ચાલો સિનેમામાં; "એડીપોલો "નો ખેલ જોવા જઇએ. શું તે દેખાવ જોવા જેવો નથી?

**મહીધર**—ભાઇ, એ તમારા જેવા શેઠીઆનાં કામ. અમને માબાપ રાતી પાઇ પણ નાટક સીનેમા જોવા માટે આપતાં નથી. અરે, જોને મારો કોટ કેટલાં થીંગડાંવાળો છે? નવો શીવડાવી આપવા કહું છું ત્યારે કહે છે કે "હમણાં પૈસાનો સવડ નથી."

**શ્રીધર**—ખરી વાત છે. નૌતમલાલ! તમે તો શેઠ છો, એટલે તમારે ત્યાં પૈસાની નદીઓ ચાલે, તેથી તમે ફાવે તેવી મોજમજા ઉડાવી શકો, અને બીજાને પણ તેવો જ બોધ કરો; પણ બધાય શેઠ ક્યાંથી હોય? શું તમારી ફરજ નથી કે મહીધર જેવા ગરીબ મિત્રને મદદ કરવી? તેને તમારી પાસે આવી સ્થિતિમાં બેઠેલો જોતાં જરૂર તમને શરમ આવવીજ જોઇએ. તમારા આજના બેત્રણ ટિકટના (સીનેમા જોવાના) પૈસા તેને આપો તો ખુશીથી તેનો કોટ તૈયાર થઈ જાય.

**નૌતમ**—હું શાનો આપું? એને માબાપ કયાં નથી? ગરીબને ઘેર જન્મ્યો તે ગરીબી ભોગવે. એના નસીબમાં મોજશોખ લખ્યાં હોત તો પૈસાદારને ત્યાં જ તેનો જન્મ થયો હોત.

**ગુલાબચંદ**—ભાઈ! આવું બોલવું એ ઠીક નહિ! પરમેશ્વર પાસે તો ગરીબ અને પૈસાદારનો એકજ ન્યાય

છે. ગરીબ હંમેશાં ગરીબ રહેતો નથી ને પૈસાદાર હંમેશાં પૈસાદાર રહેતો નથી.

**અંબાલાલ**--પૈસાદારના પૈસા જાય છે પણ એની આબરૂ જતી નથી. કેમકે તેણે તેની લક્ષ્મીનો ઉપયોગ દયા-ધર્મનાં કામોમાં જ કર્યો હોય છે. આમ કરવાથી કાંઈ તેનો ખજાનો ખાલી થઈ જતો નથી. પૈસા તો ખરાબ રસ્તે વાપરવાથીજ જલદી નાશ પામે છે.

**ગૌતમ**--ખરાબ રસ્તા એટલે શું ? ને સારા રસ્તા એટલે શું ? એ બધા ડહાપણમાં હું કાંઈ ન જાણું.

**શ્રીધર**--ગરીબોને તથા દુઃખી પશુપંખીઓને દુઃખમાં સડવા દઈ કોઈપણ જાતના મોજશોખ પાછળ પૈસા ઉડાવવા એ ખરાબ અથવા ખોટા રસ્તા કહેવાય અને તે રસ્તે પૈસા વાપરવાથી જલદી ખજાનો ખાલી થઈ જાય છે. રોજ રોજ નાટકો જોવાં, સીનેમા જોવાં, ગુણકાઓ નચાવવી, જલસા કરાવી હજારોનાં ખર્ચો કરી નાખવાં, સટ્ટા કરવા: એ બધાય ધન નાશ થવાના જ રસ્તા છે.

**અંબાલાલ**--કોઈ છાપામાં અથવા જાહેર સભામાં શેઠનાં વખાણ થાય એવે ઠેકાણે શેઠ હજારો રૂપીઆની રકમો મોટા માન સાથે ભરી દે; અને એજ શેઠના ઘેર કોઈ ગરીબને દુઃખીઓ માણસ આવ્યો હોય તો તેના દુઃખની વાત પણ સાંભળે નહિ એટલું જ નહિ પણ પોતાના

નોકરો પાસે ડંડાનો ભય બતાવી બહાર કઢાવે અત્યારના ઘણા ધનવાનોનો આ ધર્મ થઇ પડયો છે.

**ગૌતમ**—ભિખારીને ભિખ આપીએ છીએ તે સારૂં છે ? તેથી તો ભિખારીઓની સંખ્યા વધતીજ જાય છે; હિંદુસ્તાન દેશ બધો ભિખારીઓથી ભરાઈ ગયો છે. છતાં પણ તમે ભિખને માન આપો છો એ નવાઈ ઉપજાવે છે ! તમારે તે દેશની સ્થિતિ સુધારવી છે કે બગાડવી છે !

**અંબાલાલ**—દાન આપતાં પહેલાં વિચાર કરવો કે આ ભિખારી ભિખ લેવાને લાયક છે કે નહિ? તેના વહેવારની સ્થિતિ કેવી છે, તે કોઇ પણ જાતનો ધંધો કરી શકે તેમ છે કે નહિ, તે ધંધો કરવા ખુશી હોય છતાં તેને કાંઇ ઉદ્યમ મળતો ન હોય, અથવા કયા ઉદ્યમથી મારૂં ગુજરાન ચાલશે એવું તેને ભાન ન હોય તો તેવા ભિખારીને ઉદ્યમે ચડાવવો એ ધનવાનની ફરજ છે. તદ્દન આંધળાં, લુલાં-લંગડાં કે જેઓ કાંઇ પણ ઉદ્યમ ન કરી શકે તેવાં હોય તેમને તો મદદ આપવી જ જોઈએ. તેમના કુટુંબમાં બીજાં કામ કરી શકે તેવાં માણસો હોય તો તેમને કામે લગાડી ગુજરાનનું સાધન કરી આપવું એ આપણી ફરજ છે.

**ગુલાબચંદ**—નબળાં પશુપંખીઓની પણ તેટલીજ સંભાળ લેવી જોઇએ. જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં વાવ કુવા-તળાવ વગેરે નવાણો ગળાવી હજારો લોકોની બુમ

ટાળી શુભ આશીષો લેવી; એ કાંઇ જેવું તેવું પૂન્ય નથી. એ પૂન્ય લેવાનું ધનવાનના ભાગ્યમાં વિશેષ લખાયું હોય છે.

ધનવાનની પાસેથી આવાં કામોની પરમેશ્વર આશા રાખે છે, છતાં તે ઉપર ગણાવેલાં શુભ કામો પાછળ પોતાના પૈસાનો ઉપયોગ કરતો નથી અને પોતાનીજ સગવડ તથા મોજશોખમાં બધુંય વાપરી નાખે છે, તો પરમેશ્વર તે સાંખી શકતા નથી, અને તેથી તેના ભાગ્યનું ચક્કર ફેરવી નાખે છે એટલે કે તેને કોઇ પણ રીતે એવી ખોટમાં મૂકી દે છે, કે તે વખતે તેની સ્થિતિ એક ભિખારીના કરતાં પણ ખરાબ થાય છે. ભિખારીને તો ભિખ માગતાં શરમ આવતી નથી; અને તેને ભિખ મળે પણ છે; પરંતુ શેઠ થઇને મોજ-મજા ભોગવેલી હોય તથા બીજા કોઇની દરકાર પણ રાખી ન હોય એવા અભિમાની શેઠની ભિખારી દશા થાય ત્યારે તેનાથી ભિખ માગવા જવાય નહિ. જાય તો સૌને હસવાનું થાય. મોજશોખ ભોગવેલાને ગરીબાઇનાં દુઃખોની સમજણ કયાંથી હોય ? એટલે તેને તો પોતાને માથે દુઃખનો પહાડ તૂટી પડયો હોય એવુંજ લાગે છે. માટે ભાઈ! સમજો, અને પરમેશ્વરને રાજી કરી તમારી લક્ષ્મીમાં વધારો થાય એવાં શુભ કામ કરતાં શીખો.

**નૌતમ**—તમારી બધી વાત મારા સમજવામાં આવી છે. મારા પિતાશ્રી તમે કહો છો તેવાજ છે. હું નાટક-સિનેમા

જોવા જાઉં એ તેમને ગમતી વાત નહિ, પણ મને નાન-પણથી લડાવેલો એટલે મારી હઠ આગળ તેઓ ઝાઝું કહી શકે નહિ.

હવે તો હું બહુ મન થશે તો કોઈ સારામાં સારો ખેલ હશે ને જેમાંથી દેશના કોઇ પણ જાતના કલ્યાણમાં થોડી પણ રકમ નીકળતી હશે એજ ખેલ જોવા જઇશ. મારા પિતાશ્રી તથા માતુશ્રીને બીજાં સગાવહાલાં તરફથી મારી પાસે આવતા સઘળા પૈસા તમે કહો છો તેવાં કામો કરવામાં જ વાપરીશ.

મોટો થઇશ ત્યારે મારાં કામોની તમને વધારે ખાત્રી થશે. અત્યારે તો બોલ્યા કરતાં થાય તેટલું કરી બતાવવું એજ સારૂં છે.

ચાલો હવે અંધારૂં થવા આવ્યું માટે ઘેર જઇએ *



* આ સંવાદને મદદ કરે તેવો ઇ. સ. ૧૯૧૯ ના "સમાજ જીવન" ના સપ્ટેમ્બર ખાસ અંકમા "ધનવાનોના ધર્મ" નામનો મારો સંવાદ છપાયો છે. તે તરફ વાંચનાર મિત્રોનું ધ્યાન ખેંચું છું.

દેવશંકર.

## વિચાર વિભાગ.

# માતાને પ્રણામ.



વ્હાલી માત !

હું તારા ગુણોનો બદલો શી રીતે વાળું ! મારે માટે કોઈ ન સહન કરે એવાં દુઃખો તેં સહન કર્યાં; મને પાળી-પોષી મોટો કર્યો. મારી માંદગી વખતે તેં આંખોમાંથી કેટલાંય આંસુઓ પાડયાં હશે, કઠિન વ્રતો કરી દેવ પ્રાર્થ-નાઓ કરી, કડવાં કડવાં ઓસડો પી, મોજશોખ છોડીને પણ મને બચાવ્યો છે. આવું તો બહુએ વખત બન્યું હશે કે જેમાંનું હું થોડું જ જાણતો હોઈશ. જિંદગીભર પણ હું તે ઉપકારનો બદલો વાળી શકું તેમ નથી જ.

મારા પિતાશ્રી ક્રોધને વશ થતાં મને શિક્ષા કરે તો તે વખતે પણ આડા ઘા ઝીલનાર તું જ. કદાચ મારા અતિ-શય તોફાનને લીધે મેં તને બહુ જ પજવી હશે ત્યારે શિક્ષા કરી હશે, છતાંય તે મારાપરના અતિશય વ્હાલને લીધે જ. મારા ભલાને માટેજ.

માતુશ્રી !

મને તારા ગુણોની ખબર હવે જ પડે છે; અને તેથી મેં તને આપેલ દુઃખથી મારૂં અંતર બળે છે. હવે હું દૃઢ પ્રતિજ્ઞા કરૂં છું કે તને કોઈ વખત અપ્રસન્ન નહિ કરૂં.

મારી માફીને માટે મારા હજારો પ્રણામ પણ ઓછા છે. વિદ્વાનો કહે છે તે મને અક્ષરે અક્ષર સત્ય લાગે છે. કે

मातृदेवो भव.



# પિતાને પ્રણામ.



પિતાજી ! મારા હજારો ગુનાની માફી આપે આપી છે, ને આપો છો. જો આપ મારા નાના કે મોટા ગુનાઓની માફી ના આપો ને શિક્ષા કરો તો કરી શકો; પરંતુ મારા પરની દયા અને મારી ભૂલો સુધારવાની આપની શુભ ઇચ્છાને લીધે જ આપ મારા ગુનાની માફી આપો છો. મેં આપને બહુ દુઃખી કર્યાં છે. મારા અભ્યાસને માટે આપને કેટલી ચિંતા રહ્યા કરે છે? હું બુદ્ધિવાળો થાઉં એ બાબત હંમેશાં યત્નો કર્યા કરો છો.

જન્મથી અત્યાર સુધી ઘડીએ ને પળે આપ મારા સુખને માટે તજવીજ કરતા રહ્યા છો. મેં ઘણીએ બાળકબુદ્ધિ કરી છે; છતાંય આપ તેથી કંટાળ્યા નથી. એ

બધા ઉપકારનો બદલો હું તેનાથી હજાર ઘણી સેવા કરવા છતાંય વાળી શકું તેમ નથી.

પિતૃભક્તિનો મહિમા તો શ્રવણભકતે જ જાણ્યો છે. અંધ માબાપની તેણે જે સેવા ઉઠાવી છે તે હજારો વર્ષ વીતી જવા છતાંય હજી પણ બોધ રૂપ થઇ પડી છે; એ પિતૃ-ભક્તિનો દાખલો સદાકાળ જીવતો જાગતો રહેવાનો છે.

એવી જ પિતૃભકિત ભગવાન રામચંદ્રજીએ તથા ભીષ્મપિતામહે બતાવી છે; કે જેમણે પિતાની પ્રસન્નતાની ખાતર પોતાના સ્વાર્થને પણ જતો કર્યો!

પિતાજી! મારાથી તો આના 'સોમા' ભાગની ય સેવા થઈ શકી નથી તો પછી હું આપનો જિંદગીભરનો આભારી શી રીતે મટી શકું?!

આપની પ્રસન્નતા એજ મારૂં કાર્ય: એવી પ્રભુ પાસે યાચના કરૂં છું. પ્રભુ મને હંમેશાં આપની સેવા કરવાની, આપની પ્રસન્નતા મેળવવાની, તક અને સદ્બુદ્ધિ આપે એવી મારી નિરંતરની પ્રાર્થના છે.

મારા ગુનાની માફી બદલ હું હાલ શું આપી શકું તેમ છું? આપની સેવામાં હંમેશાં મારૂં મસ્તક નમતું રહે અને આપને હું સાષ્ટાંગદંડવત પ્રણામો કરૂં તો તે યોગ્ય જ છે કેમકે:

पितृदेवो भव.

# ગુરુને પ્રણામ.

ગુરુજી ! હું મારી ભૂલોની માફી ચાહું છું. જ્યારે હું અજાણ હતો, ત્યારે આપનું કહેવું ન માનતો; ને આપને પજવતો.

આપના દ્વારા જ હું દુનિયાનું ડહાપણ શીખ્યો. આપે જ મને પરમેશ્વર ઓળખાવ્યા. આપે ઘણોજ ઉપકાર કર્યો છે. તેનો બદલો વાળવાની મારામાં જરાય શક્તિ નથી. મેં રજ માત્ર પણ આપની સેવા-ચાકરી કરી નથી. તે માટે હું ઘણો લાચાર છું.

'ગુરુ' પદનો મહિમા તો કૃષ્ણ ભગવાને જ જાણ્યો. પોતાની મોટાઇ તજી ગુરુસેવામાંજ મોટાઇ માની. નહિ તો રાજકુંવરથી કઠિયારાનું કામ કેમ થાય ?

ગુરુજી ! એવું તો શું પણ એના 'સો'મા ભાગ જેટલું ય હું કરી શક્યો નથી. કેટલુંક તો જાણી જોઇને જ કર્યું નહિ હોય, છતાં પણ આપે તો આપનો ધર્મ પૂરેપૂરો બજાવ્યો અને મને બેવડા આભારમાં દબાવ્યો.

ગુરુજી ! મારો ગુન્હો માફ કરો. હું આપને અંતરથી પ્રણામ કરૂં છું. બીજી કઇ રીતે મારૂં હૃદય ખોલું ? હવેથી હુ બરાબર માનીશ કેઃ—

**आचार्य देवो भव.**



# અતિથિને પ્રણામ.



સગાં વ્હાલાંની સરભરા કરવી એતો લાજ આબરૂની ખાતર, સામા બદલાની આશાએ; પણ જેની પાસેથી કોઇ જાતના બદલાની આશા ન જ હોય એવા અજાણ્યા. થાકયાપાકયા, કે ભૂલેલા મુસાફરને માનપૂર્વક બોલાવી તેની સરભરા કરવી એ તો આર્યોનો ( આપણો ) જુનામાં જુનો રિવાજ છે.

આપણને આર્ય હોવાનું અભિમાન હોય તો એ રિવાજ આપણાથી ભુલાવો ન જ જોઇએ.

તડકાથી કે થાકથી કંટાળેલા મુસાફરને જરા પ્રીતિથી પૂછશો, ત્યાંજ તેના હૃદયમાં શાંતિ વળી જશે. તેને પાણી પાશો અને ખવરાવશો તો તો તે તમારો જિંદગીભર આભાર ભૂલી શકશે નહિ.

પરંતુ મોટાઇની ખાતર, સામા લાભની ખાતર કે સગાં વહાલાં તથા ઓળખીતાંની પરોણા-ચાકરી કરવી એ કાંઇ અતિથિસત્કાર ન કહેવાય.

અતિથિને જમાડયા પછી જમવાનો રિવાજ તો ગયો પણ કદાચ આંગણે આવીને ઉભો હોય તો તેનો ભાવ પૂછવાનો વખત પણ ગયો. આપણે કોઇ અજાણ્યા પ્રદેશમાં ગયા હોઇએ તો તે વખતે બીજાની સરભરા આપણા અંતરને કેટલો આનંદ આપે છે; એ તો જેને અનુભવ હોય તેજ જાણે.

હું તો એજ ઇચ્છું કે મારે ત્યાં ગમે તેવો અજાણ્યો મુસાફર આવો, મારી શકિત મુજબ જારબાજરાનું ઢેબરૂં આપી વિસામો આપીશ. ભૂલેલા મુસાફરોને ખરો માર્ગ બતાવવો એ પણ અતિથિસત્કાર છે. ટુંકમાં એટલું જ કે-

अतिथि देवो भव.

## પ્રભુને ચરણે.

પ્રભુજી !

હું હંમેશાં તમારી શોધમાં ફર્યા કરૂં છું પણ મને દર્શનનો લાભ મળતો નથી. આજે આકાશવાણીથી જાણી શકયો કે પ્રભુ મારી પાસેજ છે પણ હુંજ એવો દુષ્ટ છું, કે પ્રભુનાં દર્શન પામી શકતો નથી.

મને વિચાર થાય છે કે પ્રભુના પેદા કરેલા સર્વ જીવો પર મેં શા ઉપકારો કર્યા ? કેટલા દુઃખીઆનાં દુઃખ ઓછાં કર્યા, આખા દિવસમાં હું કેટલી વખત સત્ય બોલ્યો, કેટલી વખત મેં મારાં પાપોની ક્ષમા માગી; અને ફરીથી એવાં પાપો નહિ કરવા આકરા નિયમો લીધા ? આ બધું સાંભરતાં મારૂં હૃદય અત્યારે રડે છે.

આટલા બધા ગુના છતાંય તમારી શિક્ષાનો મને બહુજ થોડો અનુભવ થયો છે. એ તમારી દયા નહિ તો બીજું શું ?

રાજા પણ યોગ્ય ગુના પ્રમાણે ઠેઠ મોત સુધીની શિક્ષા ફરમાવે છે; તમે તો રાજાઓના પણ રાજા છો પછી તમારી પાસે તો બચવાની આશાજ કયાંથી ?

પરંતુ દયાળુ પ્રભુ ! ! આ વિચારની સાથેજ આપની અપાર દયાનો ખ્યાલ આવે છે અને એ દયાથીજ આપના પરની શ્રદ્ધા દૃઢ થાય છે. ભવિષ્યમાં હું આવા ગુના ઓછા કરૂં, અગર કરૂંજ નહિ એવા એવા વિચારો આવે છે; પરંતુ કોણ જાણે શાથીયે એ વિચારો ટકી શકતા નથી ! !

દયામય પ્રભુ ! મારી આપના પરની ભકિત દૃઢ થાય એવું મને બળ આપો. આપને મારા નિરંતરના પ્રણામ હો

મને એવું બળ આપો કે આ દુનિયામાં રહીને હું આપની ભકિત કરી શકું; બીજાને આપના ગુણ સમજાવી શકું અને દયા, ધર્મ તથા નીતિના બીજા નિયમો બરાબર સમજી અમલમાં મૂકી શકું.

પ્રભુજી ! હું તો હંમેશાં આપને ચરણે જ રહેવા ઇચ્છું છું.

# બહાદૂર બનવું છે !

જો બહાદૂર બનવું હોય તો—

(૧) માપસર અને વખતસર ખાવાની ટેવ પાડો.

(૨) રોજ બને તેટલી કસરત કરી હૃદયને, લોહી ચોકખુ કરવામાં મદદ કરો.

(૩) તમારી હોજરીની પાચન કરવાની શકિત કસરતથી વધશે; પરિણામે તમારા શરીરમાં લોહીનો વધારો થશે, કકડીને ભૂખ લાગશે, ખાવું ભાવશે; ને બળ વધશે.

(૪) દોડવું, કૂદવું, દંડ પીલવા, શરીર વાળવું એતો તમારે મન રમત જેવું જ લાગશે; છતાં તેથી ઉપર ગણાવેલા ફાયદા થશે. વળી,

(૫) તમારામાંથી બીક ઓછી થશે. હિંમત વધશે; નિશાળના અભ્યાસ પર કંટાળો આવશે નહિ. ગણિત. ઇતિહાસ, ભૂગોળ જેવા અઘરા વિષયો પણ સહેલાઇથી શીખી શકશો. તમારા મગજની શકિત ખૂબ ખીલશે.

(૬) પણ જો એક કે બે દિવસ કસરત કરશો; ને પછી નહિ કરો તો ઉલટી સુસ્તી વધશે; કદાચ શરીર ફુલી પણ જશે, ને અશકિત વધી જશે; માટે રોજ નિયમ પ્રમાણે કસરત જરૂર કરવી જ.

(૭) નાનપણમાં કસરત કરી તમારાં હાડકાંને મજબુત નહિ કરો તો મોટપણે કાંઈ પણ કામ તમારાથી બની શકવાનું નહિ, અને સદાય માયકાંગલા જેવા રહેવાના.

(૮) કસરતને માટે પરોઢીઆનો ને સાંજે સૂર્ય આથમ્યા વખત નો કે તે પછીનો ટાઇમ સારો છે. રોજ થોડે થોડે કસરત વધારવી. ભૂખ્યે પેટે અગર ખાધા પછી કરવી નહિ.

(૯) લશ્કરમાં જવા માટે કે સિપાઈગીરી કરવા માટે જ કસરત કરવી જોઇએ એમ નહિ, પણ શરીર સારૂં રાખવા અને હિંમતવાન બનવા માટે કસરત કરવા એ જરૂરનું છે.

(૧૦) તરવાની કસરત શીખશો; તો તે ઘણી વખત લાભ-કારક નીવડશે. તરવા શીખવું એ ખાસ જરૂરનું છે.



## વાંચો:—

### બીડી પીવી હોય તો !



નીચેની બાબતોને કાયમને માટે તમારે આશરો આપવો હોય તો બીડી પીઓ.

(૧) હોજરીને બાળી નાખી, ચાંદુ પાડી આવરદા ટુંકી કરવી હોય તો બીડી પીઓ.
(૨) ગટરની જેવું વાસ મારતું મોં રાખી ફરવું સારૂં લાગતું હોય અને તેથી તમારી આબરૂ વધતી હોય તો બીડી પીઓ.
(૩) બીડી પીવાથી તમારી કમાણી વધતી હોય અને બીજું ખર્ચ ઓછું થતું હોય તો બીડી પીઓ.
(૪) જો બીડી ન પીવાથી તમારા કુટુંબીઓ તમારી નિંદા કરશે અગર તમારા પૂર્વજો નાખૂશ થશે, કે તમારા ઇષ્ટદેવ તમારા પર કોપે ભરાશે એવી તમને બીક રહેતી હોય તો તમે જરૂર બીડી પીઓ.
(૫) ખાંસી, ઉધરસ, દમ, વગેરે જીવલેણ દરદોને કાયમને માટે આશરો આપી દુઃખી થવું હોય તો બીડી પીઓ.
(૬) ક્ષયરોગથી પીડા પામી તમારૂં શરીર એકદમ નબળું પાડી જીવન જલદી પુરૂં કરી નાંખવું હોય અને સંસારનાં બીજાં કામોમાં ઓછો ભાગ લેવો હોય તો તમે બીડી પીઓ.

આટલી બાબતોની જો ના હોય તો તમે કોઇપણ યત્ને બીડી પી ન જ શકો. કદાચ પીવાની આદત પડી ગઇ હોય તો ધીમે ધીમે તદ્દન નાબુદ કરી શકો. ખોટા શોખથી જીવનની ખરાબી કાં કરો!

ભણેલા અને સુધરેલા થયા એટલે ટીમરૂનાં પાનના બીડી તેમના મોઢામાં ન શોભે. તેમને તો સીગારેટ જોઇએ ! પણ સીગારેટથી ય ઉપરનાં નુકસાન નથી થતાં એમ ન સમજવું ! માટે ભણી ભણીને કાં ભૂલો ! મોંઘામાં મોંઘો આપણો દેહ તેનો વગર કારણે ખોટા શોખમાં તણાઇ પૈસાને ખર્ચે નાશ કરવો; એ શું ઠીક કહેવાય ?

માટે આ ઘડીએ જ બીડીને વિદાય આપો; તેને અડકવામાં ય પાપ માનો. તમે સમજો ને બીજાને સમજાવો.

## ચહા પીશો ?

ગળપણની ખાતર, મોજશોખની ખાતર, ભાઇબંધ દોસ્તદારોની મિજલસમાં કે સગેવહાલે પ્રથમ તમને શું મળે છે ! ચહા. ચહા મળી એટલે થયું, બીજું ભોજન મમે ત્યારે મળો.

કેટલાકને ઉઠતાંની સાથે ચહા ને ખાખરો કે રોટલી અગર ચહા અને બીસ્કુટ ખાવાની ટેવ પડી ગઇ હોય છે; અને તે ન મળે તો તેમના જીવમાં કાંઇને કાંઇ ગભરામણ થઇ જાય છે.

જો તમારે નીચેની બાબતો વિષે કશો પણ વિચાર

ન કરવો હોય તો તમે ચહા પીજો; પણ વાંચી તો જો જો ને પછી તમારા બાપાજીને બાને કે મોટા ભાઇને પૂછી જો જો. કે આમાં લખ્યું છે તે ખરૂ છે? તે કોઈ તમને બરાબર જવાબ ન આપે તો તમારા ગુરુજીને પૂછી ખાત્રી કરજો. જો સમજશો તો તમારાજ લાભનું છે. જે સમજશે તેના તો લાભનું છેજ.

(૧) ચહા પીશો તો હોજરી નબળી પડશે.

(૨) તેનામાં ખોરાક પચાવવાની શકિત ઓછી થઇ જશે, ખોરાક નહિ પચવાથી આખો દિવસ ગચરકા આવ્યા કરશે; જીવને બેચેની જેવું જણાશે, અને લાંબે દિવસે તમારો ખોરાક બહુ જ થોડો થઇ જશે, ઝાઝું ખાઈ નહિ શકો, અને તેથી તમારૂં બળ ઓછું થઇ જશે. લોહીને બગાડી ચામડીનાં દરદો પેદા કરશે.

(૩) આંતરડાં બહુજ નરમ થઇ જશે; તેથી દસ્તની કબજિયાત વારંવાર થયા કરશે. ચહા પીશો તોજ દસ્ત ઉતરશે. પણ ચોકખો દસ્ત નહિ ઉતરે.

(૪) ચહાથી શરીર ઘસાઇ જાય છે; ને ઘણી વખત ક્ષયની જેમ શરીર ઘસાઇ માણુસ નબળો થઇ જાય છે. તેનામાં કોઇપણ મોટું કામ કરવાની હિંમત રહેતી નથી, બે ગાઉ ચાર ગાઉ ચાલી નાખવું હોય તો તેમાં તેને હજાર ગાડાં આળસ લાગે છે. એક નાનું

સરખું કામ કરવું હોય તો પણ પોતાની રાજીખૂશીથી ફરી શકતો નથી.

(૫) ચહાનો અમુક ટાઈમ થયો ત્યારે તમે ગમે ત્યાં હો પણ તમારે તૈયાર કરીને પીધા વિના નજ ચાલે. મુસાફરીમાં ગમે તેના, ગમે તેવા ધોએલા પ્યાલા રકાબીમાં નાંખેલી ચહા આપણે પીવી, પડે તેથી રોગના જંતુ થાય. આ સિવાય બીજાં પણ નુકસાનો છે. તો જાણી જોઈને પૈસાનો ખર્ચ કરી શરીરની ખરાબી કરવી અને ચહાના ગુલામ થવું એ શું ઈચ્છવા જેવું છે? ચહાને બદલે દૂધ પીધે ન ચાલે? તેથી તો ઉલટો શરીરને ફાયદો થાય. સવારમાં ઉઠતાંની સાથે કસરત કરી લઈ મળે તો દૂધનો એક પ્યાલો ચડાવી જવો એ સારૂં કે ચહાના પ્યાલા માટે તેના ગુલામ થવું એ સારૂં? આટલો વિચાર કરી કહો કે હવે ચહાપીશો?

## આટલું તો જાણજો.

ભણેલા અને અભણ એ બેમાં ફેર શો? ભણેલા, અભણનાં દુઃખ જાણે અને તેમને મદદ કરે.

આપણે વિદ્યાર્થી હોઈએ, કે ભણી રહ્યા હોઈએ, પણ

આપણે અત્યારસુધીમાં જે જ્ઞાન મેળવ્યું તેનો ઉપયોગ કેવી રીતે કરવો તે જાણ્યું નહિ, તો ભણ્યા ન ભણ્યાનો ભેદ શો ?

શાળામાંથી છૂટા થયા એટલે અભ્યાસ પુરો થયો એમ માનવું એ ભયંકર ભૂલ છે. દુનિયાના જાત જાતના રંગો જાણવાની ને જીવનમાં ઉતારવા લાયક ઘટનાઓ વિચારવાની તક તો શાળામાંથી છૂટા થયા પછીજ વિશેષ મળે છે.

ઉત્તમ વાચન એ તેનો સૌથી સરસ ઉપાય છે.

જાત જાતનાં અઠવાડિક વર્તમાનપત્રોમાં તથા વિદ્વાન લોકોએ વખાણેલાં ઉત્તમ પુસ્તકો વાંચવામાં નવરાશનો વખત ગાળવો, અને જ્ઞાનરૂપી અમૃતનું પાન કરવું એ આજના જમાનામાં અગત્યનું નથી એમ કોણ કહેશે? મતલબ કે તે તો આપણી મુખ્ય ફરજ છે.

(૨)

આખા દિવસમાં શ્રમથી કંટાળી ગયા હોઇએ, ત્યારે આપણને આનંદ આપનાર કોણ? થાકેલા મગજને આનંદમાં લીન કરનાર કોણ?

બાગ. કદીય પણ જો તમે બાગની મજા ન ચાખી હોય, તો જરૂર ત્યાં જઇ પ્રત્યક્ષ આનંદ મેળવી જુઓ. એ વખતે જાણે કે કોઈ એવા પ્રદેશમાં આપણે ફરીએ છીએ કે જ્યાં સઘળે આનંદ આનંદ જ છવાઈ રહ્યો હોય.

નદીનો કિનારો આજુબાજુ વૃક્ષ ઘટાઓની હારમાળા તથા અંદર વહેતા સોનેરી પ્રવાહથી કેવો સુંદર લાગે છે ! ! આવી નદી ઉપર વિશાળ બાગ આવ્યો હોય, અને સંધ્યા સમયે એ બાગમાંથી નદી પર દૃષ્ટિ કરી નદીનો દેખાવ નીરખીએ, નદી પર ફરવા આવતાં જાતજાતનાં અનેક માણસોની ધમાલ જોઇએ, તથા તેમનો આનંદ જોઇએ, ત્યારે આપણને પણ બે ઘડી તેવો આનંદ લેવાનું મન થઈ જાય.

શહેરમાં આવા બગીચાઓ ઠેકાણે ઠેકાણે કરવાનું કારણ એજ છે કે મનુષ્ય માત્ર શ્રમને અંતે શાંતિનું સ્થાન શોધે છે; અને તે તેમને કોઈપણ બાગની અંદર મળી શકે છે.

આમ છતાંય ઘણા વિદ્યાર્થીઓ ને મોટાઓ પણ બગીચાનો આનંદ લેતા નથી, ને નિરંતર ખરાબ અને ગંદકીભરી હવામાં જ પોતાનું કામ કર્યે જાય છે. પરિણામે તેઓનું કાર્ય રસ વગરનું બની જાય છે. તેમને કશાયમાં આનંદ લાગતો નથી; છતાંય કરવાની ખાતર પોતાને માથે આવી પડેલું કામ કરવું પડે છે; ને તેની ચિંતામાંને ચિંતામાં જ તેઓ પોતાનું જીવતર ટુંકું કરી નાખે છે.

આંગણામાં કે અગાસીમાં બે ચાર ફુલઝાડનાં કુંડાં પણ પુરતી કાળજીથી રાખવાથી આનંદરૂપ થઇ પડે છે તો પછી બગીચાના આનંદની તો વાત જ શી ?

ગામડાનાં માણસો ખુલ્લી હવાનો લાભ વધારે લે;

એટલે બગીચો ન હોય તોપણ ચાલે. પરંતુ એટલો કુદરતી આનંદ તો ઓછો જ ને!

આપણે જ્યાં હોઈએ ત્યાં આનંદની ખાતર પણ નાનો સરખોય બગીચો તો જોઈએ.

(૩)

માસિકો અને નવલકથાઓ વાંચવાનો શોખ લાગતાં આપણે ઘણી વખત ભૂલી જઈએ છીએ; કે હજી તો આપણે શાળા–કોલેજોમાં અભ્યાસ કરતા ને વિદ્યાર્થી–અવસ્થા ભોગવતા કુમારો છીએ.

આપણે આપણા જ્ઞાનનું માપ વધારવું જ જોઈએ; કેમકે આપણે પણ આગળ જતાં મોટા માણસ થવું છે; આપણે માથે સંસાર વહેવારનો બોજો આવવાનો છે; એ વખતે આપણને આપણું જીવન કંટાળા ભર્યું ક્યારે ન લાગે? આપણી બુદ્ધિનું બળ વધ્યું હોય ત્યારે જ. માટે અભ્યાસ ઉપરાંતનું જ્ઞાન જરૂરનું છેજ.

## છતાંય

આપણે ઉપર કહેલા જ્ઞાન–શોખને પોષવા જતાં આપણા નક્કી કરેલા શાળા–કોલેજોના અભ્યાસમાં બીલકુલ બેદરકારી બતાવીએ છીએ; એવું ઘણીવાર નથી બનતું? આમ થવાનું કારણ શું? ઉપરની ભૂલ.

આપણી પહેલી ફરજ આપણે જે સ્થિતિમાં હોઇએ તેના પર પૂરતું લક્ષ આપવું એ; અને બીજી ફરજ બાકીની પુરસદનો ટાઇમ આડાં અવળાં ટોળ-ટપ્પાંમાં ન ગાળતાં સારાં સારાં પુસ્તકો-માસિકો-છાપાંઓ વગેરે વાંચવામાં ગાળવો એ.

(૪)

કેટલીક તો એવી કિંમતી ચોપડીઓ હોય છે કે એક વખત જ બહુ યત્ને આપણે ખરીદી શકયા હોઇએ; એવી ચોપડીઓ આપણે બેદરકારીથી વાપરીએ તો જલદી નાશ પામે છે; માટે બહુ નજીવી ગણાતી કાળજીથી પણ ઉપર પ્રમાણે નુકસાન થતું અટકતું હોય તો આપણે કેમ ન અટકાવવું?

(૧) પુસ્તકના પુઠાની જાડાઈના પ્રમાણમાં બીજું પાતળું પુઠું ચડાવવું.

(૨) વાંચતાં ગમે તેમ ન વાળવું.

(૩) ચોપડીઓના કબાટોમાંથી વારંવાર ચોપડીઓ ફેરવતા રહેવી, કે જેથી અંદર કંસારીઓ ભરાઇ છે કે નહિ તેની ખબર પડે.

(૪) વાંચેલાનું નિશાન રાખવામાટે કોઇપણ જાડો પદાર્થ કે ગોળ પેન્સિલનો ટુકડો વચ્ચે ન મૂકવો

(૫) હદ કરતાં વધારે પહોળી ચોપડી રાખી વાંચવાથી પણ તેનાં બંધન ઢીલાં થઇ જાય છે.

(૬) વાંચતી વખતે હાથનો પરસેવો ન અડે એટલા માટે કાગળનો ટુકડો રાખી આંગળી મૂકવી.

(૭) સામસામા પુઠા પર જેટલી પહોળી ચોપડી રાખવી હોય ( હદથી વધારે નહિ ) તેટલો દોરો સાંધી લેવો કે જેથી વધારે પહોળી થવા પામે નહિ, અને તેના બંધ ઢીલા થાય નહિ.

(૮) પુસ્તક જરા પણ ફાટેલું જણાતાં ગુંદર, કચુકાની ખેળ કે લાહીથી ચોંટાડી લેવું જ જોઇએ.

(૫)

પેંડા, બરફી, જલેબી, ગુંદવડાં, લાડવા, માલપુવા, પુડલા વગેરે સ્વાદવાળા પદાર્થો તો કોઇકને જ ન ભાવે. બાકી તો બધાય રાજી થઇને ખાય. કેટલાકને તો એવા પદાર્થો પર હદપાર પ્રીતિ હોય છે અને તેથી વારંવાર એ પદાર્થો ખાધા કરે છે. આ પદાર્થો શરીરના દુશ્મનની ગરજ સારે છે. તમે કદાચ પૂછશો કે એમ કેમ? એવા પદાર્થોમાં અતિશય ખાંડ હોય છે અને ખાંડ હદથી વધારે ખાવાથી હાડકાં ગળી જાય છે. તેથી શરીર ઓછો વખત ટકે છે. હાડકાં ગળી જાય છે; એટલે ક્ષય થતાં વાર લાગતી નથી. શરીરને લાંબો વખત ટકાવવા માટે ખાંડવાળા પદાર્થો ખાવાની ટેવ કાઢી નાખવા જેવી છે. ધીમે ધીમે ઓછી કરી હોય તો તે ટેવ નાશ પામ્યા વિના રહે નહિ.

વળી એમ કરવાથી આપણે સ્વાદની ઇંદ્રિય ઉપર કાબુ લાવતાં શીખી શકીએ, એ જુદું.

( ૬ )

કોઇપણ ઠેકાણે સંગીત ચાલતું હોય તો આપણને ત્યાંથી ખસવાનું મન ન થાય. ગાયનની લહેર સૌને ગમે છે. નાનપણમાં કોઈક જ એવો હશે કે જેનો કંઠ સારો ન હોય. સારા કંઠવાળો ઝીણા રાગથી મનપસંદ ગાયન કે કવિતા ગાઇ શકે છે.

ગાવાથી ગળાને કસરત મળે છે; તે સાથે એવો આનંદ મળે છે કે જાણે આપણે માથેથી દુઃખનો ભાર ઓછો જ થઈ ગયો.

સારો કંઠ હોય અને તેને જાતજાતના રાગોનું જ્ઞાન થયું હોય તો તો દૂધમાં સાકર ભળ્યા જેવું જ.

પરંતુ નાનપણના સારા રાગવાળા છોકરાના રાગ પણ મોટપણે ખરાબ થઇ જાય છે; તેથી તેમના રાગમાં મિઠાશ રહેતી નથી. એનું કારણ? એમની કુટેવો.

કહેવત છે કે:—

હિંગ મરચું ને આમલી સોપારી ને તેલ;
જો ગાયનનો ખપ કરે તો પાંચે વસ્તુ મેલ.

એ ઉપરથી એમ ન સમજવું કે આ પાંચે વસ્તુઓ ન જ ખાવી, તેનું પ્રમાણ બહુ જ ઓછું રાખવું, કે જેથી ગળાના સૂર ખરાબ ન થાય.

બીડી એ ગળાનો મોટામાં મોટો દુશ્મન છે. સુંદર રાગની ખાતર બીડીના સ્વાદને તો જતો જ કરવો જોઇએ. વળી,

તજ લવીંગને એલચી, બદામ ને વળી દ્રાખ
જો ગાયનનો ખપ કરે, તો પાંચે વસ્તુ રાખ.
આની સુચના પણ ઉપર પ્રમાણે છે.

(૬)

શહેરનાં બાળકો તો જાણે જ કે શહેરમાં ફરવું એટલે જીવ મુઠીમાં લઇને જ ફરવું. પાછળ ગાડીઓ, સાઇકલો, મોટરો; આગળ પણ એવાં જ વાહનો, તે ઉપરાંત માણુસોની ભીડ, રસ્તાની સંકડાશ, એ બધું જોતાં શહેરમાં ફરતાં કેટલી સાવચેતી રાખવાની જરૂર છે ?

નાનાં બાળકો તો એકલાં કયાંઈ પણ જાય તો કોણ જાણે તેમનું શું યે થાય ?

કોઇ દિવસ શહેરમાં ન ગયા હોય એવા મોટા મોટા ગામડીઆઓને પણ બહુ જ કાળજીથી ચાલવું પડે છે અને છતાંય કયારેક જીવ જોખમમાં આવી પડે છે તો પછી નાના બાળકોએ તો ખાસ લક્ષમાં રાખવું જ જોઇએ ને ?

શહેરોમાં ફરતાં એક નિયમ યાદ રાખવાનો હોય છે કે **ડાબા ચાલો.** જનાર અને આવનાર બંને પોત-પોતાના ડાબા હાથ તરફની બાજુ પર ચાલે તો કોઇને સામ-

સામા અથડાવાનો પ્રસંગ ન આવે. પરંતુ જમણી તરફની દુકાનોએથી કાંઇ લેવાનું હોય તો ડાબી બાજુ ચાલ્યે શું વળે ? પરંતુ એટલું તો આપણે યાદ રાખીએ કે રસ્તાને ડાબે અગર જમણે છેડે જ ચાલીએ. વચ્ચે નહિ.

વચલો રસ્તો માત્ર મોટર, સાઇકલ, ગાડીઓ વગેરેને માટે જ હોય છે. એમ સમજવું.

ચાલતી વખત ચારે બાજુ ચંચળતાથી જોઇ લેવું જોઈએ કે આપણને અકસ્માતમાંથી બચવાનો લાગ મળે.

રસ્તાની એક બાજુ પરથી બીજુ બાજુ પર જતાં પહેલાં સામાં શું શું વાહનો આવે છે તે તપાસી લેવું; અને તેને આઘા પાછાં થવા દીધા પછી ઘણી જ ચપળતાથી સામા રસ્તા પર જઈ પહોંચવું.

જ્યાં ફરતા હો ત્યાં બાજુ પર ચાલો એ વાકય યાદ રાખવું.

(૮)

બધાય કાંઈ સિપાઇગીરી કરવાને જન્મ્યા હોતા નથી. ને બધાય સિપાઈગીરી કરવાનું કબુલ પણ ન રાખે. સિપાઇગીરીનો અર્થ રક્ષણ. દેશનું રક્ષણ કરવું હોય તેણે સિપાઇગીરી શીખવી જ જોઇએ. આપણે એક વાત ભૂલી જઇએ છીએ કે આપણે પણ હંમેશના સિપાઇ છીએ. દેશના તો નહિ પણ દેહના તો સિપાઈ ખરાજ !! માથું ચઢી આવવું,

તાવ આવવો, કળતર થવું, બંધકોશ થવો વગેરે રોગ-રૂપી શત્રુઓની સામે થઇ દેહનું રક્ષણ કરવા માટેની સિપાઈગીરી જરૂરની નથી ? એ શત્રુઓના પંજામાંથી તમારા શરીર રૂપી કિલ્લાને બચાવવા જેટલી તાલીમ લો. આ તાલીમ કસરતથી જ આવે છે. એટલે કે કસરત સિપાઈગીરી માટે નહિ પણ શરીરના રક્ષણ માટે કરવી જ જોઇએ. ફરજ તરીકે જ કરવી જોઇએ.

જ્યાં સુધી કસરત તરફ બેદરકારી રાખીશું ત્યાં સુધી શરીરનો બાંધો સુધરવાનો નથી.

કસરત કરી એટલે આપણે જીત્યા એમ નજ માનવું. કસરતમાંય ઘણી બાબતો ધ્યાનમાં રાખવા જેવી હોય છે.

થોડીક તો "બહાદૂર બનવું છે ?" એ લેખમાં આપી છે. બાકી રહેલી અહીં રજુ કરી દઈએ.

કસરત કરતાં અગાઉ બહુ પાણી ન પીવું, ખાવું નહિ; તેમ મલમૂત્રનો ત્યાગ કરવો. કચ્છ બરાબર મારવો. લંગોટ ને ચડ્ડી રાખ્યાં હોય તો બહુ સારૂં. કસરત કર્યા પછી એકદમ પરસેવો વળ્યો હોય ત્યારે ખુલ્લી હવામાં ઉઘાડા ન થવું. તેમ ભજીઆં કે એવા તેલના પદાર્થો ન ખાવા. કસરત કર્યા પછી ઓછામાં ઓછા અર્ધા કલાકે ખાવું.

(૯)

જુગાર જેવા જાણીતા શબ્દનો અર્થ સમજાવવો ન જ પડે.

કોઈ પણ રીતે પૈસાની ખરાબી થાય કે કોઇ વખત મળે, એવી રમત તે જુગાર. હલકા લોકો પત્તાદ્વારા, કોડીઓદ્વારા અગર એવા બીજા પ્રકારથી પૈસા ઠગવાનો ધંધો આદરે, વખતે પોતે નુકસાન પણ ભોગવે. તે પણ જુગાર અને શહેરના પ્રખ્યાત આબરૂદાર વેપારીઓ 'આટલા ભાવમાં રાખ્યા,' 'આટલામાં ઉપાડયા,' 'આટલામાં દીધા' એવા એવા વાયદાના સટ્ટામાં હજારો રૂપીઆની પાયમાલી કરે એ પણ જુગાર.

નુકસાની બંનેમાં સરખી.

જુગારથી પાંડવોએ કેટલાંય દુઃખ વેઠયાં, રાજપાટ ખોયું, નળરાજાને માથે કોઈ કલ્પીએ ન શકે એવાં દુઃખો પડયાં; અત્યારે પણ આપણે જોઇએ છીએ કે જુગારને લીધે કેટલાયને પોતાનાં ઘરબાર વેચવાં પડે છે. કેટલાકને તો જીવવાનું સાધન પણ બંધ થઈ જાય છે.

લોભથી જ જુગાર તરફ મન દોડે છે.

માટે એવા લોભને દૂર કરો. જુગારનાં નુકસાન જાણો; ને તેના તરફ દૃષ્ટિ પણ ન કરો.

(૧૦)

પહેલું સુખ તે જાતે નર્યા.

આ કહેવત તો સૌએ સાંભળી જ હશે. કેટલાક તો વાત વાતમાં તેનો ઉપયોગ પણ કરતા હશે; પરંતુ બોલ્યાથી-જ કાંઈ વળતું હશે !

નિશાળોમાં કે કૉલેજોમાં આરોગ્ય કેમ સાચવવું તે બાબતનું જ્ઞાન મળે છે; પણ તે એવી રીને કે જાણે કોઇ પરાણે ગળામાં કડવું ઓસડ રેડી દેતું હોય તેમ.

જો તમારે ખરેખરા તંદુરસ્ત બનવું હોય તો ગાંધીજીનું "આરોગ્યના સામાન્ય નિયમો"નું પુસ્તક વાંચી વિચાર કરી જોવો. દાંત પ્રત્યે બેદરકારી બતાવવાથી કેવાં કેવાં નુકસાન થાય છે; આપણી જિંદગીનો જલદી નાશ થવામાં દાંત કેવો ભાગ ભજવે છે; એ બાબતનું કેટલાને જ્ઞાન હશે? દાંત વિષે મિ. કેખુશરૂ દોરાબજીના લેખો તથા તેમનાં લખેલાં "આપણા દાંત" "અને દાંત, તેની રચના તથા સંભાળ" એ પુસ્તકો પણ અવશ્ય વાંચી જવાં જોઈએ.

(૧૧)

એક કવિતામાં આવી ગયું કે જેણે જુઓ......તેને પ્રભાત સમયે પ્રથમે સ્મરૂ રે" તેને એટલે પ્રભુને. એ તો સર્વને કબુલ જ છે; કે આપણું રક્ષણ કરનાર કોઇ અદૃશ્ય છે; અને તે પરમેશ્વર. એને સવારમાં ઉઠી સંભારવા, તેની મૂર્તિ અગર છબીને પ્રણામો કરી સારા વિચારોને હૃદયમાં ભરવા એમાં આપણે કાંઇ વિશેષ કરતા નથી. એ તો આપણી નિત્યની ફરજ હોવી જોઇએ પ્રભુની કૃપા એજ આપણી જિંદગીનો દોર છે. એ દોર ઉપર જ આપણે રમત રમવાની છે. માટે એ દોર ન તૂટે એ ધ્યાનમાં રાખવાનું કેમ ભુલવું જોઇએ?

(૧૨)

મા-બાપની સેવા કરવી એ દરેક પુત્ર-પુત્રીની ફરજ છે. પ્રભુ સેવા ને માંબાપની સેવા એ બંનેને બે છાબડાંમાં મૂકે તો બન્ને સેવાઓ સમાન થાય. એટલે પ્રભુસેવા જેટલી જરૂરની છે તેટલી જ માબાપની સેવા પણ જરૂરની છે. હૃદયના ખરા ભાવથી સવારમાં ઉઠતાં વેંત પ્રભુને પ્રણામો કર્યાં બાદ માબાપને દંડવત્ પ્રણામો કરે તો કેટલા ફાયદા થાય? (૧) શરીરને કસરત મળે; (૨) માબાપોનો પ્રેમ વધે; (૩) એમનાં હૈયાંમાંથી અનેક આશીષો છૂટે અને (૪) એ આશીષોને બળે જ આપણે સારાં ને મોટાં કામ કરવા ભાગ્યશાળી થઇએ. જરા પણ શરમ રાખ્યા સિવાય આ પ્રયોગ કરી જોવા જેવો છે. એથી આપણને તથા આપણાં માબાપને કેટલો આનંદ થાય છે એ તરત જ જણાઈ આવે છે.

(૧૩)

કેટલાક મનુષ્યો પોતે ઉદાર થઇ શકતા નથી, અને તેથી પોતાની જાતને પણ દુઃખી કરે છે;

કેટલાક પોતાનું જ પુરતું રક્ષણ કરે છે; બીજાની વાત આવે ત્યાં લોભ બતાવે;

કેટલાક પોતાને ખાવાની વસ્તુઓમાં લોભ કરે છે; ગમે તેમ ચલાવી લે છે; પરંતુ પોતાનો લોભ બીજાંને

જણાવા દેતા નથી, એટલે બીજાઓની સરભરામાં ખર્ચ કરતાં પાછું વાળી જોતા નથી,

કેટલાક અત્યંત લોભી, અને કેટલાક અત્યંત ઉડાઉ હોય છે કે જેને ઉપજ ખર્ચના હિસાબનું કાંઇ ભાન જ નહિ.

આ બધા મનુષ્યસ્વભાવના નમુના. તમે આમાંથી કેવા પ્રકારના થવા ધારો છો?

(૧૪)

ચાવી ચાવીને ખાવું; ચાવી ચાવીને (બહુજ થોડું-જરૂરનું- મીઠું- વિચારી વિચારીને) બોલવું; માપી માપી ને ચાલવું (ગમે તે સ્થળે જતાં પહેલાં તેમાં રહેલાં નુકસાનો કે લાભ વિષે માહિતી મેળવવી, ને તે પ્રમાણે ચાલવું એ અર્થ લેવાનો છે); કોઇપણ કામમાં અતિશય ઉતાવળ કરી નાખવી નહિ; એ બધાં સારી સ્થિતિ રાખવાનાં સાધનો છે, અને ઉતાવળીઓ સ્વભાવ, વગર વિચાર્યું ગમેતેમ બોલી નાખવું; કોઇનું પણ ન માનતાં ગમે તેવું કામ હાથ પર લેવું, સંપ અને સત્યનો ત્યાગઃ એ બધાં ખરાબ સ્થિતિ થવાનાં સાધનો છે.

(૧૫)

"રાતે વહેલા જે સૂઇ વહેલા ઉઠે વીર;
બળ બુદ્ધિ બહુ ધન વધે સુખમાં રહે શરીર."

ઉપરનો દોહરો વિચારી જુઓ. તેનો અનુભવ કરશો ત્યારે જ તમને તેના લાભની ખબર પડશે. વહેલા ઉઠી

તમે જે આનંદ ભોગવશો, તમારૂં મગજ જે શાંતિ ભોગવશે; અને એ શાંતિના સમયમાં તમે જે કાંઇ સારા વિચારો કરશો અગર કાંઇપણ અભ્યાસ કરશો; તે તમે થોડી જ મહેનતે યાદ રાખી શકશો.

નરસિંહ મહેતાને પણ આ બાબતનો અનુભવ થઇ ગએલો; તેથી જ 'રાત રહે જાહરે પાછલી ખટ ઘડી સાધુ પુરુષને સૂઇ ન રહેવું' એ પ્રભાતીઆમાં વહેલાં ઉઠી કરવાનાં કામ તથા તેના લાભ દર્શાવ્યા છે.

મને પણ તેનો અનુભવ થઇ ગયો છે. વહેલા ઉઠવાથી શરીરમાં ચંચળાઈ સારી રહે છે. કોઈપણ કામ કરવા પહેલાં તેના પર પુરતો વિચાર કરવો જોઇએ; અને તે, મગજ શાંત હોય, તેવે વખતે જ બની શકે. માટે વહેલા ઉઠો. વહેલા ઉઠવા માટે વહેલા સૂઓ. વહેલા એટલે આઠ–નવ વાગે સૂઈ સવારે પાંચ–છ વાગે ઉઠવું. કેટલાક મહાવરાથી ૪ વાગે પણ ઉઠી શકે છે. આને માટે તમારી ટેવ એજ ઘડિઆળ સમજી લેજો. અમુક દિવસ નિયમ રાખ્યા પછી વખત થએ સૂવાનો ને વખત થયે ઉઠવાનો સંદેશો તમને મગજ તરફથી મળી જ જવાનો. એ સંદેશાનો અમલ કરવો એટલે શરીરનું રક્ષણ કરવું. કુદરતના નિયમ નહિ પાળનાર શિક્ષાને પાત્ર થાય જ. સૂવાનો વખત થયા પછી ઉજાગરો કરવો એટલે કુદરતનો કોપ થાય;

રોગરૂપી શત્રુઓ ઘેરો ઘાલે ને બચાવ માટે ફાંફાં મારવા આમતેમ ભટકવું પડે ! આ બધું શાથી ? એક નજીવા કારણની કુટેવમાંથી જ. નિયમો પ્રત્યેની બેદરકારી એ શરૂઆતમાં નજીવું કારણ જ લાગે છે; પણ પરિણામની તો પછી જ ખબર પડે છે. છતાંય કેટલાક તો એ કારણને હસીજ કાઢે છે. તમને શું પસંદ છે ?

(૧૬)

આગગાડી શાથી ચાલે છે, એ તો સર્વ કોઇના જાણવામાં હશે જ. કોલસા, અને પાણી એ બેના યોગે તેમાં જોઈતી ગરમી ઉત્પન્ન થાય; અને વરાળના બળે ગાડી ચાલે; તેમ આપણી શરીરરૂપી ગાડી પણ ખોરાકરૂપી કોલસા ને પાણીના સંયોગથી જ ચાલે છે. એટલે સારો અને નિયમિત ખોરાક એ શરીરને નિરંતર ટકાવી રાખવાને માટે અવશ્યનો છેજ; પણ એટલું ભુલાવું ન જોઇએ કે જેમ યંત્રની કોઠીમાં ( બૉયલરમાં ) કોલસાનું પ્રમાણ વધી જાય તો એકદમ ગરમી વધી જતાં બૉયલર ફાટે છે; ને લાભને બદલે અનેક ગણું નુકસાન કરી બેસે છે; તેમ આપણા શરીરના હોજરીરૂપી બૉયલરમાં ખોરાકરૂપી કોલસાનું પ્રમાણ પણ વધી જાય તો હોજરીની ગરમી એકદમ વધી જાય છે; ને પરિણામે પેટ ચડવું, તાવ ચડવો, અજીરણ થવું કે ઝાડો ઉલટી થવાં; એ બધું થઇ આવે છે. કોઇ

જાણી જોઈને આવું ન જ ઈચ્છે. છતાંય દેખતી આંખે કૂવામાં પડીએ તો આપણે જ પડીએ. ગમે તેટલું પેટ ભરીને ખાધું હોય છતાંય, તાજાં ભજીયાં, કંદોઈના ઘરની મિઠાઈ કે બીજું ચવેણું આખો દિવસ ચાલતું જ રહે, એનો અર્થ શો ? ઘણા આ રીતે જ પોતાની હોજરીને દુઃખ દઈ બળ વિનાની કરી મૂકે છે; ને પોતે રોગના પંજામાં સપડાઈ જાય છે. આ ટેવ ( કાચું, કોરૂં, આખો દિવસ ચાલતું રાખવાની ) નાનપણથી જ પડી હોય છે ને તે, પછી કેમે કરી જતી નથી; માટે ભાઈઓ, સમજ્યા ત્યારથી સવાર ગણો. તમારા શરીરને કિંમતી ગણો ને હોજરીની દયા જાણો. જરૂર પુરતો ખોરાક બેજ વખત લેવો એજ હિતકારક છે. કદાચ ઉનાળાનો વખત હોય ને બપોરના મધ્યગાળામાં ભૂખ લાગે તો ત્રીજી વખત ભોજન કરવામાં બાધ નથી. ખરી ભૂખે ખાધેલા ખોરાકમાં ઑર મિઠાશ આવે છે; ને તેનું પાચન સારૂં થઈ શરીરમાં બળ વધે છે.

( ૧૭ )

ભણવું એટલે પરીક્ષાઓ પાસ કરવી, ઊંચા નંબરો મેળવવા ને સારાં સારાં ઇનામો લઈ બડાઈઓ હાંકવી એજ નહિ; પણ એ ભણતરનો આપણી જિંદગીમાં સ્થળે સ્થળે ઉપયોગ કરતાં શીખવો; એ પણ મુખ્ય હેતુ છે.

આપણી જિંદગીને માટે અગત્યનો વાયુ પ્રાણવાયુ અથવા ઓક્સિજન વાયુ છે. તે દિવસે તો પુરતા પ્રમાણમાં મળે છે . રાત્રે બહુજ થોડો મળે છે; એ આપણે જાણીએ છીએ; પણ એ ઓછા વાયુમાંથીએ જ્યારે બીજો કોઇ પદાર્થ ભાગ પડાવી જાય ત્યારે આપણને તે કેટલો ઓછો મળે? ઘણી વખત આપણે રાતના ઓરડામાં સૂતા સૂતા મુંઝાઇ જઇએ છીએ. આનું એક કારણ એ છે કે કોઈ પણ કારણને લીધે દીવો બળતો મૂકી આપણે સૂઈ રહીએ છીએ. દીવો આપણા ઉપયોગનો વાયુ પોતે લઈ લે છે ને ઝેરી ગ્યાસ બહાર ફેંકે છે; જે આપણે માટે તદ્દન નકામો; જીવલેણ હોય છે. એટલે ફાનસ બળતું ન રાખીએ; આજુબાજુ કોઇ પણ પ્રકારની ગંદકી રહેવા ન દઇએ, ઝાડને છાંયડે ઉનાળાની રાતે પણ સૂઈ ન રહીએ; આટલું કરીએ તો આપણને ઝેરી હવા થોડી મળે ને તેટલી મુંઝવણ દૂર થાય.

(૧૮)

મોઢું ખુલ્લું (પહોળું) રાખી સૂવું એટલે ગળામાં ગાંઠોનાં દરદ થાય. આ ખરાબ ટેવ તજવા જેવી છે; તેની સાથે માથા પર ઓઢીને સૂવાની ટેવ પણ તજવા જેવી છે. ઝેરી વાયુ અંદરનો અંદર ગુંગળાઇ પાછો મોંમાં જ જાય છે; અને બહારનો ઓક્સિજન થોડો મળે છે; માટે માથા

પર ઓઢીને સૂવું એ નુકસાનકર્તા જ છે. તમે કહેશો કે ઉનાળે ચોમાસે તો અમારાથી તેમ બની શકશે, પણ શિઆળાની કડકડતી ઠંડીમાં મોં સોડમાંથી બહાર કેમ રાખી શકાય ? આને માટે એક રસ્તો છે. મોં ને માથાને ગરમ રૂમાલ અગર ટોપીમાં ઢાંકી દેવું; ગાલના ઉઘાડા ભાગપર સહેજ વેસેલાઇન ઘસીને સૂવું કે જેથી ઠંડીની અસર ઓછી જણાય. સાદો પ્રયોગ તો એ છે કે શિઆળામાં રાત્રીના વખતે શરીરે થોડું તેલ ઘસવું ને પછી તાપવું.

(૧૯)

શિઆળામાં તાપ જરૂર ગુણકારી છે. બકરાંની લીંડીઓનો તાપ બહુજ ગુણકારી છે. તાપથી ઠંડીની અસર ઓછી થાય છે ને પાચન ક્રિયાને મદદ થાય છે; એવું અનુભવથી સિદ્ધ થયું છે.

(૨૦)

દાંત એ કેટલી અગત્યની વસ્તુ છે; એમાંથી શા શા રોગો ઉત્પન્ન થાય છે; વગેરે બાબતની અગાઉ "સ્ત્રીબોધ" ના 'બાળક' વિભાગમાં મિ. જીલા તરફથી બહુજ ઉપયોગી હકીકતો પ્રગટ થઈ ચુકી છે; તથા તેમણે એક નાનકડું પુસ્તક પણ તે વિષયનું તૈયાર કર્યું છે. તે વાંચીને વિચારવા જેવું છે. તે પ્રમાણે દાંતનું રક્ષણ કરી જિંદગી સુધારી વધારી શકાય. દાંતને માટે આટલી બાબત તો

ખાસ ધ્યાનમાં રાખવી. (૧) હંમેશાં દાંત ધોળા હોવા જોઇએ. (૨) પીળાશ દૂર કરવા બનતા યત્નો કરવા. (૩) દાતણનો કૂચો કાળજીપૂર્વક ઘસવો. (૪) દાતણ બાવળ, ઝીપટી અગર વડવાઈનું કરવું. (૫) દાતણને અભાવે (દાતણ ન મળે તો ) ખૂબ ઝીણું વાટેલું મીઠું, તથા બીલકુલ કાંકરી વિનાની અડાયાં છાણાંની રાખનું મિશ્રણ દાંત પર ઘસવું. ( ૬ ) કેટલાક હીમજો બાળી તેની રાખ પણ દાંત પર ઘસે છે. તેનાથી પણ દાંત સાફ થાય છે. આટલા ઉપાયો આપ્યા છે; પણ તેથી ઉપર જણાવેલું પુસ્તક વાંચવાની ગરજ મટી જાય છે એમ કોઇએ માનવું નહિ.

(૨૧)

એક માણસને બહુ જ અગત્યના તેમ ખાનગી સમાચાર પોતાના અમુક સગાને મોકલવા છે, તેનો જમણો હાથ રિસાઈ બેઠો છે ( પાકયો છે. ) તેથી લખાતું નથી. તેને મુંઝવણ થાય છે કે સમાચાર કઇ રીતે કાગળમાં લખી રવાના કરવા ? પાસે કોઇ વિશ્વાસુ નોકર નથી. કુટુંબમાં તે એકલો જ ભણેલો છે; બૈરી અભણ છે; ને છોકરો બાળ-પોથીના પાઠો ઉકેલી જ જાણે છે. પરાયા કોઈને આ સમાચાર કહેવાય તેમ નથી–કોઇ ત્રીજાને આ વાતમાં ભેળવી શકાય તેમ નથી–એવા ખાનગી સમાચાર છે, લખીને રવાના કરવાની તાકીદ છે. શી રીત કરવી ? ડાબા હાથને લખવાની

ટેવ નથી. છતાંય જેવા આવ્યા તેવા ટુંકાં ટુંકાં વાકયોમાં બે–ત્રણ કલાકે ડાબે હાથે સમાચાર લખી રવાના કર્યા. પછી બહુ જ ખંતપૂર્વક તે ડાબે હાથે લખતાં શીખ્યો. એટલું જ નહિ પણ મૂઠી વાળેલી આંગળીઓની વચ્ચે રાખીને પણ લખતાં શીખ્યો. જતે દહાડે પગની આંગળીઓને પણ મહાવરો પાડયો.

આપણે પણ ડાબા હાથને કેળવીએ તો કેવું સારૂં ?

( ૨૨ )

આપણા ઘરમાં મા, બાપ, અગર મોટાભાઈ જે કોઈ આપણાથી મોટું હોય તે આપણું વડીલ કહેવાય. તેમની શિખામણ આપણને બહુજ લાભ કરનારી થઇ પડે છે. દાખલા તરીકે આપણે કોઈ અજાણ્યા સ્થળે જવું છે. ત્યાં જવામાં શી શી મુશ્કેલીઓ આવશે એનું આપણને ભાન નથી, આવે વખતે વડીલની શિખામણ કેટલી લાભકારી થઇ પડે ?

જોકે આપણો સ્વભાવ એવો હોય છે કે આપણને કોઈની આજ્ઞા માનવી, કે શિખામણ લેવી પાલવતી નથી, પણ જ્યારે શિખામણ નહી માનવાથી, ને મનનું ધાર્યું અવિચારી કામ કરવાથી નુકસાન વેઠવું પડે છે, દુઃખી થવું પડે છે; ત્યારે જ એ વડીલના શબ્દો યાદ આવે છે.

આપણા કરતાં મોટા હોય તેણે આપણે કરવાનાં કામો ઘણી વખત કરેલાં હોય છે; ને તેમાં શી શી મુશ્કેલીઓ

આવે છે; એ એમના જાણવામાં હોય છે હવે એ જાણીતી બાબતોની આપણને શિખામણો આપે ને આપણે તેની દરકાર ન કરીએ તો પરિણામે દુઃખ વેઠીએ. તેમાં કોનો વાંક ?

વડિલોની શિખામણ નહિ માનવાથી હંમેશાં નુકસાન જ થાય છે. એ નક્કી યાદ રાખવું જોઈએ. વડીલ ખરાબ શિખામણ આપે જ નહિ; અને ખરાબ શિખામણ આપે એ વડીલજ નહિ, તેમ કરે તો બીજા પણ તેમને ઠપકો આપી તેમની ભુલ સુધારે છે. માટે વડીલની સામાં થઈ જઈ તેમને નારાજ કરવાં એ આપણો ધર્મ નથી.

( ૨૩ )

નાટક કે સીનેમામાં જઈ રાત્રિના બાર બાર, બબ્બે વાગ્યા સુધીના ઉજાગરા કરવા, અને આંખો તથા શરીરને ખરાબ કરવું. એ શા માટે ? માત્ર શોખની ખાતર. શોખમાં કેટલીયે રાતોના ઉજાગરા કરી જુવાનીમાં ઘરડા થઇ જવાનું ! આંખોની તો પુરી ખરાબી. ચસ્માં લેવાં પડે, છતાંય ચોકખું દેખાય નહિ, એ શું ઓછું દુઃખ કહેવાય ?

નાટક જોવાનો શોખ દિવસે દિવસે વધતો જ જાય છે; અને પાસે પૈસા-હોય ત્યાં સુધી તો એ શોખ પૂરો થતો જ નથી; એટલે પછી આંખોની ખરાબી થાય, શરીર નબળું થઇ જાય એમાં કોનો વાંક ?

સીનેમામાં જે જેટલી ઝડપથી ચિત્રો હીલચાલ કરે તેટલી ઝડપથી જ આપણી આંખને પણ તેની સામે જોઇ રહેવું પડે, તેટલી ઝડપથી કીકીને ફરવું પડે, એટલે આં-ખોની શક્તિ જલદી ઓછી થઇ જાય એમાં નવાઈ નહિ.

નાટકો અને સીનેમા જોવા જવાનો શોખ એકદમ જતો કરી શકો નહિ તો આટલું તો ધ્યાનમાં રાખશો કે નાટકો દિવસના ભાગનાં જોવાં; અને સીનેમામાં દૂરના દૂર બેસવું કે જેથી આંખને ઓછું નુકસાન થાય.

( ૨૮ )

ઘણાય વાતવાતમાં કહે છે કે "ભાઇ ફલાણાના મોંમાંથી તો અમૃત ઝરે છે." આ વાત જરાય ખોટી કે હસવા જેવી નથી. વાણીની મિઠાશ એ એક એવી અજબ ચીજ છે કે જેથી એક પાઈના પણ ખર્ચ સિવાય સામા માણસનું મન જીતી શકાય છે. 'ભાઈ આમ આવો' એમ પણ કહેવું ને "અલ્યા અહીં આવ્ય" કેમ મરતો નથી ? " " એમ પણ કહેવું. પહેલા વાકયથી સામો હસીને તમારી પાસે આવશે ને તમારૂં કામ હશે તોપણ ખૂશીથી કરી આપશે, જ્યારે બીજા કે ત્રીજા વાકયથી તે તમારા પર એટલો ગુસ્સે થશે કે વખતે તમને મારવા પણ તૈયાર થઇ જશે. કહેવાનું એકનું એક; છતાંય એકમાં મિઠાશ ને બીજામાં તોછડાઈ છે. માણસ માત્રને તોછડાઈ ગમતી નથી.

વિવેક રાખી મિઠા શબ્દો બોલવા, એમાં એક પાઈનું પણ ખર્ચ કરવાનું નથી, છતાં દુનિયામાં એ મિઠાશથી હજારોનાં દિલ જીતી શકાય છે. બધાનો પ્રેમ મેળવી શકાય છે. તો પછી આપણે એવી મિઠાશથી વાત કરવાની ટેવને કેમ ન જીતવી ?

'ચામડાની જીભ જેમ વાળીએ તેમ વળે'. એ કહેવત ઘણા લોકો વાપરે છે, પણ જ્યારે કોઈને ખરાબ વચનો કહેવાઈ ગયાં હોય ને પછી સામો માણસ લડવા આવે ત્યારે પોતાના બોલના બચાવમાંજ ઉપરની કહેવતનો ઉપયોગ કરે છે. કોઈ તેનો ખરો અર્થ લેતું નથી.

ભાઈ ! જીભ જેમ વાળીએ તેમ વળે તેવી છે તો તેને સારું બોલવા તરફ કેમ ન વાળી ? મિઠા શબ્દો બોલવામાં જ હંમેશાં તેનો ઉપયોગ કર્યો હોય તો ખરાબ શબ્દો બોલવાની ટેવ પડે જ ક્યાંથી ? અને વગર ટેવે તો ગમે તેવી ઉતાવળમાં પણ જીભ મિઠાશ છોડી શકે નહિ.

લડવા આવેલો દુશ્મન પણ મિઠાશ આગળ નરમ થઈ જાય છે, તો નવો દુશ્મન તો ઉભોજ ક્યાંથી થાય ?

અમૂલ્યમાં અમૂલ્ય અને પ્રિયમાં પ્રિય વસ્તુ તે વાણી છે માટે વાણીને કેળવવી, તેમાં મિઠાશ ભરવી, એ અતિ અગત્યનું છે.

( ૨૫ )

કોઈપણ પ્રકારનો અકસ્માત ક્યારે થશે એ આપણા જાણવામાં હોતું નથી. ખાસ કરીને મુસાફરીના સમયમાં અકસ્માતનો ભય વિશેષ ગણાય. આપણે એકલા મુસાફરીએ નીકળ્યા હોઇએ ને અજાણ્યા સ્થળમાં ગયા હોઈએ; એવા વખતે કોઇ અણધાર્યો અકસ્માતમાં આપણે સપડાઇ ગયા; તે વખતે આપણને કાંઇપણ ભાન રહ્યું નહિ; તો પછી આપણું ઠેકાણું તપાસ કરનારને શી રીતે જણાય? મેં આવા દાખલા જોયા છે; અને તે ઉપરથી મને તો એમ લાગી ગયું છે કે કોઈપણ સ્થળે મુસાફરીએ જતી વખતે આપણા નામ, ઠામ–ઠેકાણાનું એકાદ કાર્ડ અથવા ડાયરી (આપણા ચોક્કસ ઠેકાણાવાળી) ગજવામાં રાખી મૂકવી. એવો પ્રસંગ આવે એમ આપણે ઇચ્છતા નથી; પણ અત્યારના જમાનામાં સાધનોની સગવડતા અને ધમાલ વધી; અકસ્માતો પણ વધવા માંડયા છે; માટે આવી કાંઇક ચોક્કસ નિશાનીઓ આપણી પાસે હોય તો સારૂં



સ્ત્રીઓ અને બાળકો માટેનું માસિકપત્ર—

# સ્ત્રીબોધ.

(જેની સાથે સાત વર્ષ થયાં "બાળક"નો બાળકો માટેના લેખોનોજ સ્વતંત્ર વિભાગ ૨૪ પૃષ્ઠનો દર માસે આવે છે.)

આદ્ય તંત્રી—કેખુશરો નવરોજી કાબરાજી.

હાલના તંત્રીઓ { પુતળીબાઇ કાબરાજી.
કેશવપ્રસાદ છો૦ દેસાઇ.

દર માસે "સ્ત્રીવિભાગ"ના ૪૮ અને "બાળક" ના ૨૪ મળીને ૭૨ પૃષ્ઠનું (નવ ફરમા) નિર્દોષ લખાણ ઉપરાંત વરસમાં એક "વસંત" અંક તથા બે ઉપયોગી પુસ્તકો લગભગ ૪૦૦ પાનાંનાં ભેટ આપવામાં આવે છે. છતા વાર્ષિક લવાજમ રૂ. સવ ત્રણ. પરદેશ માટે રૂ. ૪. (પરદેશના ગ્રાહકોએ શિલિંગ ૭ ને પોસ્ટલ ઓરડર મોકલવો.

ઇ. સ. ૧૯૨૬ નાં ભેટનાં બે પુસ્તકો:—

(૧) અભાગિની. (નવલકથા.)

(૨) બાળકોનો મિત્ર. (બાળકો માટેની વાતો, સંવાદો, લેખો.)

જાન્યુઆરીથી નવું સીતેરમું વરસ શરૂ થાય છે. નવા વર્ષનાં ભેટના બે પુસ્તકો પણ તૈયાર છે ગ્રાહક થવા માટે તુરતજ લખો:—

મંત્રી—"સ્ત્રીબોધ" કાર્યાલય: અમદાવાદ.